શ્રી

# નળ દવદંતીનો રાસ.

સમયસુંદરજી માહારાજનો બનાવેલો.

સર્વે જૈન ધર્મના સજ્જનોને વાસ્તે

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**છગનલાલ ઉમેદચંદ**

## અમદાવાદ

અમદાવાદમાં માણેકચોક આગળ કાગદીઓળની
સામે શા. લલુભાઇ પૂંજાસાના મકાનમાં
"અમદાવાદ વિક્ટોરિયા પ્રેસમાં"
મગનલાલ મનસુખરામે છાપ્યો.

સંવત ૧૯૩૫ સન ૧૮૭૮

કિમત બાર આના

# નળ દવદંતીનો રાસ

---

## શ્રીસુગુરુ ભ્યોનમઃ

## દુહા

શ્રી મંધર સ્વામી પ્રમુખ, વહેરમાન જીન વીસ; અઢીય દ્વીપમાંહય છે, જયવંતા જગદીસ ॥ ૧ ॥ દોય કોડી વળી કેવળી, સહસ કોડી દોસાધ; સંપ્રતી સંજમ પાળતાં, ગુણ મણી સમુદ્ર અથાક ॥ ૨ ॥ આદીનાથ જીન આદીદે, ચોવીસે જીન ચંદ; ચઉદ સેં બાવન ચતુર, સહુ ગણધર જીન વૃંદ ॥ ૩ ॥ જીન ચોવીસતણા યતી, લીખ્યા અઠાવીસ લાખ; અડતાલીસ ઉપર અધીક, ધરે તે સહુકો ધીયાન ॥ ૪ ॥ ગણધરે પહેલ ગુથીયાં, પુરેવ ચઊદ પ્રધાન; તેહુને અનુસારે સ્વામીની, પામુ જેમ પસાય ॥ ૫ ॥ એ સહુને પ્રણમી કરી, પ્રણમુ સદગુરૂ પયા; સમરૂ સરસ્વતીસ્વામીની, પામુ જેમ પસાય ॥ ૬ ॥ નળદવદંતી નારીનો, સરસ ઘણો સબંધ; ખટ ખંડે કરીને કહુ, નીળમળ સીળ સુગંધ ॥ ૭ ॥ દવદંતી મોહોટી સતી, નામ થકી નીસ્તાર; બીજી બૈરાં બાપડી, કાં સરજી કીરતાર ॥ ૮ ॥ આઉલ ફુલે ફુટરે, પગે ન પુજન હોય; ચંપા ફુલ અમુલ ગુણ,

સીર ચઢે સહુ કોય ॥ ૯ ॥ જીભ પવીત્ર કરવા ભણી, કહેસ્યુ સતી ચરીત્ર; ભવીક સુગુણ તુમે સાંભળો, કરો કાન પવીત્ર ॥ ૧૦ ॥

# ઢાળ ૧ લી

ચોપાઇની દેશી-- જમ્બુદ્વીપતે જોયણ લાખ, જગતી રાહીત સીધ્ધાંતે ભાખ; ભરત ક્ષેત્ર તીહાં સોહિએ ભલો, ॥ દેસ બત્રીસ સહેસ સાંભળો ॥ ૧૧ ॥ સાડા પચવીસ આરજ દેશ, તેહની વાત કહુ લવલેશ; મગધ દેશ-રાજે ગ્રહી પુરી, અંગ દેસ ચંપા ગુણ ભરી ॥ ૧૨ ॥ વંગ દેશ નગરી તામલી, દેશ કલીંગ કંચન પુર વળી; કાશી દેશ વાણારસીગામ, સકિતદેશ અયોધા ઠામ ॥ ૧૩ ॥ કુરૂજન દેશ ગજપુર અભીરાંમ, કુશાવર્ત સોરીપુર ગામ: કપીલા નગરી ને પંચાળ, અહી છતાં મંગળ સુવીશાળ ॥ ૧૪ ॥ દ્વારીકા સોરઠ દેસ મોઝાર, વીદેશ દેશ માહી મીથુલા સાર; વછ દેશકો સંબી કહી, શકતી પુરીને મંડીક સહી ॥ ૧૫ ॥ મલયદેશ ભદ્દીલપુર ભલુ; વછરાટને વછપુરતીલુ; અચ્છદેશ વરણ શોભતી, દેશ દશારણ મુતીકા વતી ॥ ૧૬ ॥ શુક્રવતી પુર વેદી સુનીર, ભીત ભય પાટણ સીંધુ સોવીર; મધુરાંનગરી મીસુર સેણ, પાવા ભંગ દશ છે જેણ ॥ ૧૭ ॥ વર્ત દેશને નગરી માસ, દેશ કુંગુાલ શાવથી તાસ; કોડી વરસ લાટ પ્રસીધ, શ્વેતવની નગ

રી કે કેકીય ॥૧૮॥ એ આરજ સાઢા પચવીસ, જનમ્યા તીર્થં કર ચોવીસ; ચક્રવર્તી બહુ હરીરાંમ, ત્રેસઠ સીલાખ્યા પુરૂષનો ઠામ ॥ ૧૯ ॥ આદે નગર અયોધ્યા પુરી, ઇંદ્રપુરી જાંણે અવતરી; ગઢ મઢ મંદીર પોળ બજાર, સોહે નગરી સકળ પ્રકાર ॥ ૨૦ ॥ ચોરાસી ચઉટાં અતી ચંગ, સાત ભુમી આવાસ ઉતંગ; હીચેસ્ત્રી હીંદાળાખાટ; પેહેરણ ચીર પટંબર પાટ ॥ ૨૧ ॥ કોટીધજ લખે શ્વરી લોક, વસ્તી તીહાં ઘર શઘળા લોક; માહાજનલોક તીહાં ઘણ સુખી, ચોરજાર જુગળ તે દુખી ॥ ૨૨ ॥ પુન્ય કાજ દેહેરાં પોશાળ, શ્રાવક જીવદયા પ્રતીપાળ; સાહા મંડાવે સતુકાર, દીન હીણનો કરે ઉધાર ॥ ૨૩ ॥ સાધ સાધવી સુધાયતી, જેહેને પાપ ન લાગે રતી; આપે ધરમ તણો ઉપદેશ, ભાજે ભવ ભય કોડી કળેશ, ॥ ૨૪ ॥ બ્રહ્મણ ક્ષત્રીય વઇસની સુદ્ર, વરણ ચ્યાર વસે અક્ષુદ; આપાપણી ધર્મ કરણી કરે, પરને પીડયા કરતાં ડરે ॥ ૨૫ ॥ કદોઇ કઠીઆરા કુંભાર, માળી મરદનીઆ સુતાર; ઘાંચી મોચી તંબોળી સારે, કાસ પાંચ વરણ અઢાર ॥ ૨૬ ॥ એહવી ઉતમ નગરી જાંણ, બાર જોયણ તેહનો પરીમાણ; રાજા નીષદ કરે તીહાં રાજ્ય, સારે શહુના વંછીત કાજ ॥ ૨૭ ॥ આણ દાંણ આણા પ્રચંડ, અદભુત તેજ પ્રતાપ અખંડ; વઇરી .. ને કઇ આહરાંન, બકરી જેમ નાસી જે કાન ॥ ૨૮ ॥ તેજ પ્રતાપી સબળ આ કરે, નહી કો વાક

ફ્સી વાતરો; ન્યાય તપાસ કરે આપ મુખી, પ્રજા લોક સહુ હોએ સુખી ૨૯ ॥ લાવ્યણ લક્ષણ લીલા ભરી, ઈંદ્રાંણી જાંણે અવતરી; પટરાંણી લાવણ્ય સુંદરી, શીલ શરમ. સીલે ભરી ॥ ૩૦ ॥ સાસરીયાં તે માને ઘણું, એ લક્ષણ ઉતમ વહુ તણું; દોલતવંતી માહા દાતાર, ભકતી સંતોખે નીજ ભરતાર ॥ ૩૧ ॥ તીણ જાયા બે પુત્ર રતન, કીજે તેહુના કોડી જતન; એક નળ બીજો કુબર નામ, રુપવંત ગુણમણી અભીરાંમ ॥ ૩૨ ॥ રાજ્ય કુમર એતી રળીયાંમણા, સહેજે સુદર સોહામણા; નલભદ્રક ઉતમ સુસનેહ, કુબર કુડ કપટનો ગેહ ॥ ૩૩ ॥ નલદવદંતીની ચોપાઇ, પેહેલી ઢાળ એ પુરી થઇ; સમય સુદર કહે સુણજો સહુ, બીજી વાત છે આગળ બહું ॥ ૩૪ ॥

## ઢાળ. ૨ જી

યોગના તેરે કહીજોરે આવે એ દેશી.

એણે અવસર એક આવ્યુરે, પરદેશ હુંતીરે દુત; બે કર જોડી વીનવેરે,વાત કહી અદ્ભુત ॥૩૫॥ પંથીડાબોલી અમૃત વાંણી, પંથીડા ચતુરસુજાણ ॥ એ આંકણી ॥ વિદર્ભ દેશ વખાણીએરે, કુંડનપૂર ગુણ ખાણરે; પૃથ્વી રુપણી પવનનીરે, ટાનનું કુંડળ જાણ ॥ પં૦ ॥ ૩૬ ॥ રાજ્ય કરે તીહાં રાજીયોરે, નામે ભીમ નરેશરે; વૈરિ વનવાશી થયારે; ભય નાઠા તિહાં શેખ ॥ પં૦ ॥ ૩૭ ॥ રાજ્ય કુંયર અ-

તી રૂપડીરે, સકળ કળા અભિરામરે; શ્વેત ગજ દીઠો સુહ-
ણોરે, દવદંતી તેણે નામ ॥ પ૦ ॥ ૩૮ ॥ એહવિ નહી
અપછરારે, નહી વિદ્યાધર કોઇરે; વય થઇ વર્ષ અઢારનીરે,
જોવન લેહેરે જાય ॥ પ૦ ॥ ૩૯ ॥ એકએ રૂપ ઉતમ ધ-
રેયોરે, વળી બીજુ નઘાડાયરે; વિજ્ઞાન માંહારો વિસરયોરે,
વહીંચી તુરનો થાય ॥ પ૦ ॥ ૪૦ ના ગુણ ગણવા ભણી
સરસ્વતીરે, હાથ ગ્રહી જપ માળરે; પાર હજી પામી નહીરે,
કેતોહી ગયો કાળ ॥ પ૦ ॥ ૪૧ ॥ સેહેસ લોચન સફ-
ળાં કરીરે, દરશણ કરતો ઇંદ્રરે; ચતુરમુખ વેદ વીચી ભણી
રે, દવદંતી ગુણ વૃંદ ॥ પ૦ ॥ ૪૨ ॥ નીરખંતાં નયણાં
ઠરીરે, ચાલે ગજ ગતી ગેલરે; ચંદ્ર વદન મૃગ લોયણીરે,
સાચી મોહન વેલ ॥ પ૦ ॥ ૪૩ ॥ દેવતો અરીહંત દે-
વતારે, ગુરૂ ગુણ ગીરૂવા શાધરે; ધર્મ તે કેવળી ભાખી-
યોરે, લઘુવય સમકીત લાધ ॥ પ૦ ॥ ૪૪ ॥ ભાવી તીર્થં-
કર ભલોરે, શાંતીનાથ સુખકારરે; દીધી પ્રતિમા દેવનારે, તે
પુજે ત્રણવાર ॥ પ૦ ॥ ૪૫ ॥ ભરજોવન આવી ભ-
લીરે, સુંદર જસ શો ભાગ્યરે; જે એહને પરણી જશેરે,
તેહનો સબળો ભાગ્ય ॥ પ૦ ॥ ૪૬ ॥ સંવરા મંડપ માં
ડિયોરે, મુક્યા સઘળે દુતરે; વડવડા રાણા સજીયારે, તેડી
આરજ પુત ॥ પ૦ ॥ ૪૭ ॥ મુકયો મુજને તુમ ભણીરે,
કુંયરા તેડણ કાજરે; નરે કુંઅરસ્યુ આવીએરે, અવસર મો-
હોટો આજ ॥ પ૦ ॥ ૪૮ ॥ નીષધ રાય હર્ખીત થયોરે;

જોગના કેરી ઢાળરે; સમયસુંદર કહે સાંભળોરે, બીજી ઢાળ રસાળ ॥ ૫૦ ॥ ૪૯ ॥

# દુહા

નીષધ રાજા આવીઓ, માન્યુ દુત વચન; ચતુ રંગી સેના પરી વરયો, સાથે પુત્ર રત્ન ॥ ૫૦ ॥ ચાલ્યો રાજા સુપરસુ, ઊતકંઠ કીધ પ્રયાણ; પ્રજા લોકની પીડવે, તે જમ મારગ જાણ ॥ ૫૧ ॥ આવ્યા રાય ઉતાવળો, કુંડ ન પૂરની પાસ; પ્રેસારો પ્રગટ કીયો, ભીમ ભલી પરતાસ ॥ ૫૨ ॥ રાયે ઉતારો આપીઓ, કીડા કાનન માંહે; અંબ કદંબ કેલીહર, સુદર સીતળ છાંહી ॥ ૫૩ ॥ બીજા પણ આવ્યા તીહાં, ઠામ ઠામના ભુપ; નળતનું સરીખો નીરખીયો, બીજા ડાભ સ્વરૂપ ॥ ૫૪ ॥

# ઢાળ ૩જી

જયતમાલની દેશી

આણંદસુ રાજા આવે, સંવરા મંડપ મંડાવે; સારખી ધરતી સમરાવે ॥ ૫૫ ॥ જાજમ જબાપ બીછાવે, સકળા દકથી પોહાવી; પાટ પટંબર ઘણા પથરાવે, ફુલ ફગર વીચીત્ર બનાવે ॥ ૫૬ ॥ વીટાવી ચીહુ દીસ વાડી, દરસી એસી ભાતી દેખાડી; ચીતરાવચાં રૂડા ચીતરામ, નગરી કુંજર અતી અભીરામ ॥ ૫૭ ॥ તીહાં તાણ્યા ઉચા તંબુ, કશબી જરે બાપ કહ્યું; નીલક મુઆમલ રંગ, ચી

હુન્નીશ મદ્રના અતી અંગ ॥ ૫૮ ॥ લટકાળુ સોનારા લટકે, ઘુંઘુ પામ્યા તીભણી મટકે; ઝંમ ઝંમ ઝબકે ઝાંઝા ઝોળી, વીચે ચીકુઆ મા હોરી ઓળી ॥ ૫૯ ॥ મનોહર મોતીયાં રીજળી, પ્રોંઠ વીચ માંહી પ્રવાળી; ઝંમ ઝંમ ઝબકે વીચે ઝાંઆ, બાળક મારગે દીઆણા ॥ ૬૦ ॥ લાંબી લહેકે ફુલની માળા, પરીમલ મહેકે સુવીસળાં; ઉપર ઊંચી ધજસોહે. સુરનરના મનમોહે ॥ ૬૧ ॥ કસ્નાગર અગર કપુર, સેજારસની ચીડને ચુર, ધુપ ધાંણુ સુગંધ સુવાસ; ઊછળે પરીમલ ઊંચો આગાસ ॥ ૬૨ ॥ પૂતળી થંભે સણગારી, અંગે ગાંઠે કરી સારી; જાંણે આપછરા જેવા આવી, જો-ઇને રહી લપટાવી ॥ ૬૩ ॥ સીંહાસન મંડપ માહે, અતી ઊંચાં માંડ્યાં ઊછાહે; પરવાળા કનકને પાયા, વીચે લાલ અતીકા બીડાવા ॥ ૬૪ ॥ મણી માણેક મોતી જડીઆ, ઘાણુ પાણી સંગાથે ઘડીઆ; તીહાં બેઠા રાજ કુમાર, સજી સુંદર સોલ સણગાર ॥ ૬૫ ॥ સ્નાન મંજન કીધા પવિત્ર, વાઘા પેહેર્યા સુચીત્ર; ગલી ચુવા ચંપેલ લગાવ, મન ગમતા વેસ બનાયા ॥ ૬૬ ॥ સીર મેઘાંબરન છત્ર, અંબર વીંઝે અતીચીત્ર; વર તીલક વીરાજીત ભાલ, કાંને કુંડળ અતીવ વિશાળ ॥ ૬૭ ॥ મનોહર મોતી હાર, બાંહે બેહુ બીરખા સાર; વીર વલીઆં વીજુબીત બાંહ, ભાજણ ભર્યા સમછે તાંહ ॥ ૬૮ ॥ સોનાનાં સાંકળા હાથે, પેહેર્યાં વેસદતી તે સાથે; કંદોરા કેડે સોનાના, સઘળાં પર

રાં અની સાર ॥ ૬૯ ॥ રાજા દીસે કલ્પ વૃક્ષ, અથવા જાણે ઇંદ્ર પ્રતક્ષ; આજથી કાલી નવ રોજ જાણી પામી જઇ પુન્ય પ્રમાંણ ॥ ૭૦ ॥ બેઠા તીહાં નીસીધ નરેંદ, જાણે કરી પુનમ ચંદ, બેઠા પુત્ર બેહુ પાસે; રવી ઉગ્યા જાણે આકાસે ॥ ૭૧ ॥ રવી આગે તારા જેમ, નળ આગે બીજા તેમ; કરતા દવદંતીની આસ, નળ દેખી થયા નીરાસ ॥ ૭૨ ॥ કેનાં હવે કીજે વખાણ, નળ સમો નહી કોઇ રાય રાણ; સમય સુંદર એણીપેરે ભાખે, ઢાળ ત્રીજી ઇતર રાખે ॥ ૭૩ ॥

# દુહા

હવે દવદંતી કુવરી, કરી સોલ સાણગાર; આવી સંવર મંડવે, પુઠે બહુ પરીવાર ॥ ૭૩ ॥ જે જાણે વંશાવલી, તે અાં લીધી સાથ; મણી માણેક મોતી જડી કનક છડી છે હાથ ॥ ૭૫ ॥ નયણે રાજા નીરખતાં, કુવરી અતી સુક માળ; ગનગતીં ચાલે મલપતી, હાથે લેઇ વરમાળ ॥ ૮૬ ॥ ચીત સૌના ખાચી લીઆ, લોહ ચમક પાસાણ; પણ દવદંતી ચીત, ખાચે તે પરમાણ ॥ ૭૭ ॥ ચિત જન તેને આવતે, કુવરી દેખણ કાજ; મારગ કીધો સાંકડો, વીરતર તે પણ આજ ॥ ૭૮ ॥ કામ કીય ઊરતીં કારણે, લક્ષ્મી કાય મોરારી; ઇસ પારવતીનીસ ચીત, કીધો એણે કીરતાર ॥ ૭૯ ॥ પણ દવદંતી સારિખો, કહો કીયો કુમાર; સીધાસંન બેઠાં થકાં, રાજા કરે વીચાર ॥ ૮૦ ॥જે.

લક્ષ્મીની સમ્પાયન છે, જીણને વરસે આજ; તે પુન્યવંત જાણજો, લાધ્યો ત્રીભુવન રાજ ॥ ૮૧ ॥

# ઢાળ ૪ થી

ગીરધર આવે લુસ એ દેશી

પૈત્રણી આગળથી કહી, વંશાવલી રીધી રૂપ; રાજકુંવરે ધુગટ ઉટમે, સાંભળી દેખી સ્વરૂપ; રાજ કુંયર વરી વરી, બાઇ મનગમતો સુખ કાજ ॥ એ આંકણી ॥ મગધ દેશનો રાજીયો, જસ પ્રબલ તેજ પ્રતાપ; રીપુ નાશી ગયા રાનમાં, ચડી નહી કોઇ ચાપ ॥ ૮૪ ॥ વંગ દેશનો છત્રપતી, અરી નારી હાનલ ચોર; જસ રૂપે રંજી કામિની, નિત દિન કરે છે નિહોર ॥ ૮૫ ॥ રા૦ કલીગ દેશ તણો કહયો, રાજા રણંગ સુર; જગમાં જસ તેનો ઘણો, રૂપતુ દેખી હજુર ॥ ૮૬ ॥ રા૦ દેખી દક્ષીણ દેશનો, રાજા અનોપમ રૂપ; ગજવાજી મણી માણેક તણી, ભેડ કરી જસ ભુપ ॥ ૭૯ ॥ રા૦ કુવર કંબોજ દેસનો, જેણે દેસે અ. શ્વ રતન; લાખે પણ લામે નહીં, વેગ પવન કે મંન ॥ ૮૮ ॥ રા૦ કુરૂણ દેશનો હુકમ કરી, ન્યય નીત પાલે રાજ સારણ ગત પલી સદા; કરી ઊતમ પરકાજ ॥ ૮૯ ॥ રા૦ વછ દેશ તણો ધણી, જીહાં સખર સુદર સાળ; ભોજન સ જાઇ અતી ભલી, રૂપ તુ નવાણની હાલ ॥ ૯૦ ॥ રા૦ છ ચલ છબાયો રાજવી, કારમીર દેસનો જાણ; જીણ દેસે કેશ

ર નીપજે, રતન કઅગનની ખાંણ ॥ ૯૧ ॥ રા૦ દેસ કાસી નો ધણી, જીહાં વહે ગંગા નીર; સ્નાન કરતાં પ્રહસમે, નીરમળ થાય શરીર ॥ ૯૨ ॥ રા૦ મલયાચલનો મહીપતી, જીણેપણ ન લાગ્યા પાપ, બાવના ચંદન તીહાં બહુ; તાપ તજી માસા જાય ॥ ૯૩ ॥ રા૦ સુરદેશ તણો ધણી, જીહાં વહે જમુના પૂર; રાજ રીદ્ધિ પરના પામ્યો, તેજ પ્રતાપ પડુર ॥ ૯૪ ॥ રા૦ પુન્યવંત પ્રસંસીએ પંચાલ દેસનો રાય, દાનશાળા મંડાવે દેસમાં; પુન્ય ભંડાર ભરાય ॥ ૯૫ ॥ ઇમ લાકને કરણીરના, બેઠા નીરંદ અનેક જે મન માને તાહરે, વર તેહને સુવિવેક ॥ ૯૬ ॥ એમ જે જે દેખ્યા તે મન નમાને કોઇ, ચતુરાણી સામ્યન તણી; ભેદ જાણે સોય ॥ રા૦ ॥ ૯૭ ॥ અનુક્રમે કુંવરી ચાલતાં દીવી તણી પેરે થાય; પૂંઠે અંધારો આગળે; અજવાળો થાતો જાય ॥ રા૦ ॥ ૯૮ ॥ સુણ કુંવરી કહે વેત્રણી, એ નૈષધ નામ નરીંદ; બેઠુ પાસે બેઠા પૂત્ર જે, નળ કુમર રવીચંદ રા૦ ॥ ૯૯ ॥ કાંદર્પ દેવ આપણા, જાણે રૂપ કીધાં દાય ઇસ્વર દેવને જીતવા તું રૂડીપેરે જોય ॥ રા૦ ૧૦૦ ॥ સો ભાગ્ય મહિમા નીલો; દીસતો દેવકુમાર, નળ કુમર સરેખા નીરખતાં, નહી કોઇ એણે સંસાર ॥ રા૦ ॥ ૧૦૧ ॥ દવદંતી નળ દેખતાં હરખીત હુઇ તતકાળ; નજરે નજરે લાગી રહી, મૃગલા પડ્યા જીમ જાળ ॥ રા૦ ॥ ૧૦૨ ॥ રૂપ વૃક્ષ જીમ સીંચતાં, રાજન વૃક્ષ ઉલ્હાસ; દવદંતી કરી

જાયે પરી, નગ તરૂ થાણું માંડુ ॥ રા० ॥ ૧૦૩॥ દ-
વદંતી એમ ચિંતવી, કાંદર્પ દેવતા એહ; વીરહણી હત્યા પા
તકી, તસુ કીમ સુંદર દેહ ॥ રા० ॥ ૨૦૪ ॥ દવદંતી મ
ન માનિયુ, નળ રાયશું હરી એગુ; વરમાળા કંઠે ઠવી,
સુરંગીરે તારાની શ્રેણ ॥ રા० ॥ ૧૦૫ ॥ નળ વરિયો બી
જા દેખીને, રણુ માંડયો અભિરામ; નળ બળપ્રજ્ઞુ જી આ
પણુ, પ્રાહતકીયા રાજન ॥ ૨૦૬ ॥ રા० હવે ભીમ રાજે
માંડીઓ, વીહવા સબળ વીચીત્ર; જાંને માનવી સવી મીલ્યો
ભોજન ભલી કરી જુગત રા० ॥ ૧૦૭ ॥ વર કંન્યા બે
સારીયાં, અતી ચતુર ચોરી માંહે; આરી પ્રકારી મસહુ
કીયા, બેહુ મન અતી ઉછાહ રા० ॥ ૧૦૮ ॥ ગીત ગ્યાં
ન મંગળ વાજીઆ, વાઇ મંગળ તુર; સગાસણીજા સ
હુ મીલ્યા, પ્રગટયો આંણંદ પુર ॥ રા० ॥ ૧૦૯ ॥ હાથ
મીલાવી હરખ્યા સહુ, પ્રગટયો બહુ પેરે સ્નેહ; પ્રેમરસ અ
મીતો ભીતરે, બાહેર નીસરયો ભેદ ॥ રા० ॥ ૧૧૦ ॥
જીમણો હાથ બેહુ દીયો, એક બંધ કીયો દોય; ચંદ્ર સુર
જાછે સાખીયા, કદી વીહડે નહી દોય ॥ રા० ॥ ૧૧૧ ॥
હાથ મુકાવણ હાથીઆ, ઘોડા ઘણા અસ્વાર; દાઇજો દીધા
અતી ઘણા, દ્રવ્ય તણો ભંડાર ॥ રા० ॥ ૧૧૨ ॥ બેહુ ત
ણા છેહડા બાંધીઆ, જાંણે બંધ કીધો એહ; હું તાહારે
તુમાહારે, જીવણ એક જુવો દેહ; ચોથુ મંગળ વરતીયુ,
કંન્યા ને વર કેક પુઠે પરેઠે કાંમની, વસ્તી હુઇ ભાવે વેડ

॥ શી૦ ॥ ૧૧૪ ॥ ચોથી ઢાળ પૂરી થઇ, સઘળુ તણ પૂગ્યા કોડ, સંમય સુદર કહે સાંભળો; અવીચળ એહની જોડ ॥શી૦ ॥ ૧૧૫ ॥

# દુહા.

ભીમ નરંદ ભલીપેરે, સંતોખ્યા સહુ લોક; દવદંતીને ચાલતાં, દીધા સકલા થોક ॥ ૧૬ ॥ સંપ્રડણ સાથે ચલ્યો, ભીમ ભલો ભૂપાળ; વીછડતાં માવીત્રથી; રોવે અબળા બાળ ॥ ૧૭ ॥ રોતાં સહુ રોવરાવીયાં, સજન કુટંબ પરીવાર કુણ જાણે મીલસ્યે કદા; દૈવ તણો વ્યવહાર ॥ ૧૮ ॥

# ઢાળ ૫ મી

અપણે સોદાગરકુ અલગ દેસમાં એ દેસી.

મા બેહેન મીલીયાં સખીયણ ટોળી, સીખ દીએ બાઇ મત થાએ ભોળી; વિનય કરજે બાઇ વિનય કરજે; આપણા સાસરીયાં માંહી શોભા ધરજે ॥ એ આંકણી ॥ ૧૯ ॥ પેરે પેહેલી ઉઠજે પરભાતે, દેવ ગુરૂ નામ ગ્રહણ કરજે; શાંતીનાથ પુજે નીત મેવા, સદગુરૂની બાઇ કરજે શેવા ॥ વી૦ ॥ ૨૧ ॥ સઘળી સોહાસણની આશીસ લેજે, મોહોટા માણસની લાજ તું ધરજે; સાસુ જેઠાણી નાણદલ પાએ પડજે, સાચું જુઠું કોઇશું મત લડજે ॥વિ૦ ॥ ૨૩ જીવ જતન દયા ધર્મ દીપાવે, હીશા કરે તેને તુ વારે; પેઉ પેહેલી ભોજન મત કરજે, ઉતમ કુળ આચાર આદરજે ॥

વિ૦ ॥ ૨૫ ॥ મીઠું બોલે અમૃત વાણી, ઘણું સંતોષે દે-રાણી જેઠાણી ॥ વિ૦ ॥ ૨૬ ॥ વડા માણસ આવે ઉઠી ઉભી થાજે, જાતાં આઘેરી સંપેડણ જાજે ॥ વિ૦ ॥ ૨૭ દોલત હાથે કરી દાન દેજે બાઇ, સંગત કરજે ઉતમ તાઇ વિ૦ ॥ ૨૮ ॥ કષ્ટ પડે ભરતારમાં મુકે, કુળ આચાર થકી મત ચુકે ॥ વિ૦ ॥ ૨૯ ॥ શીખ દેઇ મળી સહુ કો-પતીઆં, નળ દવદંતી આઘાં ચલીઆં વી૦ ॥ ૩૦ ॥ પાંચમી ઢાળ કુલીન વહુની, સમય સુંદર કહે સીખ સહુની ॥ વી૦ ॥ ૩૧ ॥

# દુહા.

ભલીપેરે ભરતારસ્યું, બેઠા પેહેલ મોઝાર; પગ પગ પ્રેમ વચને કરી, સંતોષે નળનાર ॥ ૧ ॥ ઘણી ભુમી સંપેડીને પાછો આવ્યો ભીમ, ચાલ્યો કટક ઉતાવળો; આવી અટકી સીમ ॥ ૨ ॥ મારગ માહી આવતા, આધી રાત મોઝાર, નળ દવદંતી સાંભળા; ભરતાણા ઝંકાર ॥ ૩ ॥ અચરીજ નળને ઉપનો, લસ્કર થંભ્યો તેથ; દેખ્યો પણ તે દીસે નહી, ભમરા ગુંજે જેથ ॥ ૪ ॥ દવદંતી પ્રતે પુછીયું, કહો કુણ એહ વીચાર; લક્ષ સુગંધ કીસ્યુંઇહાં, ભમર ગુંજે સાર ॥ ૫ ॥ નળ કહે નીરત પડે નહી, ઘોર ઘટા અંધારે; કુણ જાણે ઇહાં છે કીસ્યું; ઉભો રહ્યો લગાર ॥ ૬ ॥ દવદંતી હાથ ફેરવ્યો ભાલા ઉપર અવીલંબ, તેજ પુ-

જય પ્રગટ્યો તીહાં; જાંણે સુરજ બીબ ॥ ૭ ॥ અજુવા વાળો સઘળે હુવો, દીઠા સાધુ નીગ્રંથ; એકાંતે કાઉસગ ર હ્યો, સાધુ મુગતીનો પંથ ॥ ૮ ॥

# ઢાળ ૬ ઠી

સીઅળ સુરંગીચુનડી એ દેશી

નળ દવદંતી આવીયાં, સાધુ સમીપે કોડારે; દેઇ ત્રણ પ્રાક્ષણા વંદે બે કર જોડારે ॥ ૯ ॥ બલીહારી તારે નામ કી ॥ ૧૦ ॥ કટક સહુ એકઠો થયો, દેખી સાધુની દેહરે; ધનધન તુ સહુકો કહે, તારી ઉતમ કરણી, એહરે ॥ બ૦॥ ॥ ૧૧ ॥ અસાર સંસાર જાણી કરી, લીધો સંજમ ભારરે; ઉત કસ્ટી ક્રિયા કરે, રહી અટવી ડંડાકારરે ॥ ૧૨ ॥ ॥ બ૦ ॥ મદઝરતો ગજ આવીઓ, ખાજ ખણે એણેરપે રે; વારી વાર માથુ ગસી, પણ મુની ચરણ ન ડુએરે ॥ બા૦ ॥ ૧૩ ॥ મેરૂ અડગ મુનીવર રહી, ડાલ્યો નહીઅ લગારરે; મેઘ ઘણો છે દાલસ્યુ, પણ સાધુજી નકરે સારરે ॥ બા૦ ॥ ૧૪ ॥ મંદ સુગંધ આવી વાસના, સહુ વન ર હ્યો મહકારરે, ભોગી ભમરા આવીઆ, મુની તનુસ્યુ રે- હ્યા લપટાયારે, ॥ બ ॥ ૧૫ ॥ એહ વીરતાંત કહ્યો નળે આપણી બુધી વીચારીરે; પરસંસા સહુકો કરે, એહ મોહો ટા અણગારરે ॥ બા૦ ॥ ૧૬ ॥ કરજોડી રાજા કહે, વીન તી એક અવધારોરે, ધર્મ સુણાવો સાધુજી; હમને ભવ જ ળ તારોરે ॥ બા૦ ॥ ૧૭ ॥ મુનીવર કાઉસગ પારીને, બે

એડા મુની પ્રદેસેરે; અનીત્ય દેખાડયો આઊખો, દીધો ધર્મ ઊપદેસરે ॥ બા૦ ॥ ૧૮ ॥ નગરાજા પૂછે કહો, તીલક હુવો કેમરે; પૂર્વ પૂન્ય કીયાં કીરયા, તપ જપ ક્રિયા નેમરે; બા૦ ॥ ૧૯ ॥ અવધી જ્ઞાની મુની ઉપદીસે; સુણ રાજન વૃતાંતરે, દવદંતી પેહેલી હતી; નૃપ સ્ત્રી ધનવંતરે, ॥ બા૦ ॥ ૨૦ ॥ તીર્થંકર નો તપ કીયો; ઊજમણો કીયો એહરે; જીન ચોવીસ ચઢાવીયા, રત્ન તીલક સુસનેહરે; । બા૦ ॥ ૨૧ ॥ ભાવ તીલક પણ હુવો એણે ભવે, આગલે ભવે પણ સુખરે; એમ જાણીને ધર્મ કરો જીમ દેખો નહી દુખરે ॥ બા૦ ॥ ૨૨ ॥ વૃત પચખાણ કીધા ઘણા, લાભ થયા ભરપૂર; નળ દવદંતી નીષધ તણો પ્રગટયો પુન્ય અંકુરરે ॥ બા૦ ॥ ૨૩ ॥ કર જોડી સહુકો કહે, ધન ધન તુજ અવતારરે; ધન્ય માતા જેણે ઊધરયો; તું મુગતી તણો દાતારરે ॥ બા૦ ॥ ૨૪ ॥ આજ જન્મ સફળો હુવો, આજ હુવા નીપાપરે; દરસણ દીઠો તાહરો ધર્મ સુણાવ્યો આપરે ॥ બા૦ ॥ ૨૫ ॥ તું જંગમ તીર્થ ભેટીયો, પુરવ પુન્ય પ્રમાણરે સાધુ વંદી સૌ કો ચલ્યું, વાજતે ઘણ નીશાણરે ॥ બા૦ ॥ ૨૬ ॥ છઠી ઢાળ પુરી થઇ; કીધો સાધુ ગુણ ગ્રામરે; સમય સુંદર કહે માહ । સાધુને નીત્ય પ્રણામરે ॥ બા૦ ॥ ૨૭ ॥

## દુહા

આવ્યો નળ વળી ચોપસુ, પોહોત્યો નગરી પાસ, દ-

વદ'ત્રીને દેખાડતો, વન વાડી આવાસ ॥ ૧ ॥ આગે વધાવો આવીયો, હરખ્યા સૌ નર નાર; સબળ પેસારો સજ્જ કરી, મંત્રી શીર સીકદાર ॥ ૨ ॥

# ઢાળ ૭ મી

લાખા ધુલાણીના ગીતની દેશી

કરજોડી તીહાં કોટવાળ કચરો બોહિરાવી, ગલી આછી કરી નીરમળ નીર છંટાવી ફુલ વિખેરચાં ગલીએ બહુ પેરે ॥ ૩ ॥ બાંધ્યાં તોરણ બાર ઘર ઘર ગુ ગુડી ઉંચી ઉછાળ; શીણગા ચાં સચી હાટ પોળ અરીસા સુરજ જળહળે ॥ ૪ સોવન જડીત પલાણ ઘોટક ચાલે આગે હિંસતા, મદઝરતા માહાતંગ શીશ જાણે પરબત દીસતા ॥ ૫ ॥ વાજે વાજીત્ર તુર ભેરી ફેરી ભૂગળ ભળહરે, પૂરષા હાથે પ્રધાન નવરંગ નેજા ફરહરે ॥ ૬ ॥ શીર ધરી પૂરણ કુંભ પદમણી આવી સામી મલપતી, ગાએ સોહલાં ગીત મીતી વધાવે શોહવે મલમતી ॥ ૭ ॥ નળ દવદંતી નાર જોડી વીધાતા સરખી નીરમે, આપે સૌ આશીશ અવીચળ જોડી હોજો નિરભયે ॥ ૮ ॥ આવ્યો નળ આવાસ માતા પીતા હરખ વિલાસ સીળ તણી સુપસાય આણંદ લીલા આસ્યા ફળી ॥ ૯ ॥ શ્રી ખરતર ગછ રાય શ્રી જીન ચંદ સુરીસ્વર, જુગ પ્રધાન કેહેવાય શ્રી જીન સીધ સુરી સુખ કરે

॥ ૧૦ ॥ સકળચંદ તસુ શીષ્ય સમય સુંદર કહે ચીરંજ
યો, સાતમી ઢાળ રસાળ પેહેલો ખંડ પૂરો થયો ॥ ૧૧ ॥

ખંડ પેહેલો સમાપ્ત.

---

# દુહા

અંગ ઇગ્યાર કહયા ઇહાં, બાર ઉપાંગ કહાય; છહેદ ગ્રંથ છાના નહી, મુળ સુત્ર વળી ચ્યાર ॥ ૧ ॥ દસ પયનાં દીપતાં, નંદી અનું જોગ દ્વાર; પીસતાલીસ આગમ નમી, બીજો ખંડ કહુ સાર ॥ ૨ ॥ નળ દવદંતી નારીસ્યુ, સુખ ભોગવે અભંગ; નાનાવીધ ક્રીડા કરે, આણીમન ઊછરંગ ॥ ૩ ॥ કબહી જળક્રીડાકરે, કબહી કરે ચઊ ગ્નાન; કબહી વીલસે બાગમે, કબહી સુણે ગીત ગ્ના ન ॥ ૪ ॥ કબહી નારી પ્રેમસ્યુ, ખેલે પાસા સાર; કબ હી પુછે અતી કઠીણ, સાસ્ત્ર તણા સુવીચાર ॥ ૫ ॥ કબહી રંગમે રસાણું, કબહી કરે કાંમ કેળ; કબહીં બજાવે વીણને, કબહી રમે મન મેલ ॥ ૬ ॥ કબહી ઊખાં ખોલાં કહે, દુહા ગુઢા વળી છંદ; હરી આળી હુસ્યે કહે; અહની સ કરે આણંદ ॥ ૭ ॥ કોણ દેવ કોણ ગુરૂ ભલો, કોણ ભલો કહો ધર્મ; નરે નારી બેહુ નીપૂણ; પૂછે માંહેલો મર્મ, ॥ ૮ ॥ એમ વીનોદ કરતાં થકાં, નળ દવદંતી નાર; કાળ ગમાવે સુખમાં, સફળ કરી અવતાર ॥ ૯ ॥

વરસ ગણે માસ સરીખુ, માસતે દીવસ સમાંન; દીવસ ઘડી સમો ગણો: ઘડી ગણે ખીણ સમાન ॥ ૧૦ ॥ નૈષધરાય અવસર નીપૂણ, નળને દીધુ રાજ્ય કુબર યુવરાજા કીયો, આપ ધર્મ કાજ ॥ ૧૧ ॥ દીક્ષા લેઇ રૂડી પેરે, પાળે પચાચાર; તપ જપ કીરીયા અતી આકરો, પોહોતો સરગ મોઝાર ॥ ૧૨ ॥ નળ રાજા થાયો નવો, પાળે રાજ અખંડ; પુન્ય પ્રમાણે ભોગવે, ભરત તણા ત્રણ ખંડ ॥ ૧૩ ॥ નીમ કદંબ નરે સરૂ, તેજ પ્રતાપ પ્રચંડ; નગ આગ્ના નવી માનતો; તે ભાંજ્યો ભુજ ડંડ ॥ ૧૪ ॥ પ્રજા લોક આસીસ દે, અમે સુખીયા થયા આજ; પણ કુબર મછરવહે, લેવા વંછે રાજ્ય ॥ ૧૫ ॥

# ઢાળ ૧ લી

ચંદ્ર ઊલાલાની દેશી

કુબરે કુડ કપટ ભરયોરે, વંછે આપને રાજ્ય નળ રાજા પ્રતે એમ ભણેરે; રમત રમીએ કાંઇ આજ ॥ ૧૬ ॥ રમત રમવા કાંઇ આજરે ભાઇ. સારી પાસાની લીધી સજાઇ; બેસવા કાજ જાજમ બીછાઇ, લોક આવ્યા દેખવા ને ધાઇજી ॥ ૧૭ ॥ રાજેસરજીરે બેભાઇ રમત રમેરે, નાખે પાસા જોરો; સારી સારી આપણી દા નાખે કરી સોરો ॥ ૧૮ ॥ દા નાખે કરી સોરરે મોટો, નળ ભદ્રક

ને કુંઅર બેઠો; તુરત એ રમતે આવસે ટોટો; રાજ્ય લે મ દેસ્યે લંગોટો ॥ ૧૯ ॥ વ્યસન પડ્યા તે બેહુ જાણા રે; રાતને દીવસ રમંત, ભોજન વીધી ભુલી ગયારે નયણે નીદ ગમંત ॥ ૨૦ ॥ નયણે નીદ ગમંતરે હોડી, ઊંડવી ઊટ ને હાથે ઘોડા; જવહર સહીત કુડ ળના જોડી, આહી ના બેરખા કનક ગંઠોડાજી ॥ ૨૧ ॥, નળ ડાહયો પણ સ્યું કરેરે, હારે વારોવાર; પાસો ન પડે પાધરોરે, દુસમન જેમ વીચારરે ॥ ૨૨ ॥ મો માગ્યો ન પડે દેઓ તમાસો, કરતાં થયો વીખઃસોજી ॥ ૨૩ ॥ નળ રાજા મતીથી કરે અનુક્રમે હારી રહ્યો. અંધારી પખ જીમ ચંદ્ર મારે; તીમ એ વાત પ્રસીધો, જીમ એ વાત પ્રસીધજ દાઠી; ખીણ ખીણ લખમી સઘળી ખુટી, અતી તાંણીજે તેતો તુટી; જેહની પાતલી તેહની ફુટેજી ॥ ૨૪ ॥ કુબર આણંદ અતી ઘણોરે, પ્રજા લોક ઘરે દુઓ; અંધારી રાતે સહુ દુખીરે ગુહડ પામે સુખરે હાહા; લોક કહે કહો કીજે કાહા, નળ ઉડાડયો ઝાલી બાંહો ॥ ૨૫ ॥ દવદંતી વાત સાંભળી આવી પેઊની પાસો, કરજોડી વીનતી કરેરે પેઊ સુણો અરદાસો, એક સુણો અરદાસ માહરી ઊઠી ઊભા થાવો વસન નીવારી; ઘરની રીધી ઘણેરી હારી; તળી એક રમત પાસા સારીજી ॥ ૨૬ ॥ દુત માંસ વેશ્યા સુરારે, પાપાધી પરદાર, ચોર વ્યસન સાતે બુરાંરે, દુર ગતીના દાતારો; દુર

ગની ના દાતારરે સાતે, ઘર જાએ એણ વ્યસન ની વાતે ભીખ માગી દીવસે જાને, પીડ ભરાએ પાપને ખાતેજી ॥ ૨૭ ॥ સુતાપાસ્યે વરાવીગરે, કાંતુહાર રાજો; રાજ્ય દી સાસકે સ્વારથીરે; છોડી જાસે આજો, છોડી જાસ્યે આજ રે કંતા; એ વાતની મુજને સંભળી ચંતા, વ્યસનસે બ્યા તો ગયા દંતા; વડા વડેરા એમ કહેતાજી ॥ ૨૮ ॥ કહયો ન માને કોઇનોરે, કહો હવે કીજે કેમ; અંકુસ વસ્ય આ વેનહીરે, મદ ઝરતો ગજ જેમ; મદ ઝરતો ગજ જેમ સ એ, ખપી રહ્યા સબ લોક લોકાઇ; ઉઠજો નહી હકીગત કાંઇ, દવદંતી પાછી વળી આઇજી ॥ ૨૯ ॥ નળઅંતેઉ ર હારીઓરે હારયો દવદંતીનાર, પ્રેહ સમે ચમકી કો મુદી રે, જીમ તારો પરી વાર, જીમ તારાગ પરીવારરે હારયો નળ રાજા પણ ન રહે વારયો; નળ અપનો અધીકારજ હા રયો, કુબરે આપણે કાજ સમારયોજી ॥ ૩૦ ॥ ઢાળ પેહેલી ખાંડા ખંડનીરે, વ્યસનમાં સેવજો કોય; સમયસુદર કહેરે સુખીયાં થાસ્યો સહુકોય, સુખીયા થાસ્યોરે ધરમે, વાત બા લાગીછે સઘળી કરમેરે; મરણતો આજ કાલ કે પરમે, સ મયં સુંદર કહે રહેજો શરમે ॥ ૩૧ ॥

# દુહા

હવે કુબર રાજા થયો, પ્રગટયો આંણંદ પૂર; નીસ નેહો નળને કહી, દેશ છાંડીજે દુર ॥ ૧ ॥ પીતા રાજ્ય મુજ આપીયું, દેવે લીધું સોય, મુજને રાજ્ય પાસી દીયો; દાસ

નહી મુજ કોય ॥ ૨ ॥ તુરત આવી બેઠો તખત; ચામર છત્ર ધરંત; ખલક લોક આગે ખડે, ખીજમત ખુબ કરંત. ॥ ૩ ॥

# ઢાળ ૨૭

રાયને તેડો આંગણેરે એ દેશી.

નળ નગરીથી નીસરયોરે, છોડી રીધી આવાસરે;॥ રાજેસર ॥ દવદંતી સાથે ચલીરે, તનુ છાયા જીમ તાસરે રાજેશરે, તુમ વિના ઘડીએ ન જાય ॥ ૪ ॥ એમ પ્રજા લોક આક્રંદ કરેરે, કુણ પુરશે અમ આશરે, રા૦ તુમ વિના ઘડીએ ન જાય ॥ એ આંકણી ॥ કુબેર તંહાં કાગ આવીયોરે; બોલે કડવા બોલરે રા૦ દવદંતી ન જાવ દેઉરે રાખીશ માહારે મોહોલરે ॥ રા૦ તુ૦ ॥ ૫ ॥ કુબરને સહુકો કહેરે, નકર તું મોહોટો અન્યાયરે; રા૦ મોહોટી ભોજાઇ માતા સમીરે, કીમ એ કુકર્મ થાયરે ॥ રા૦ તુ૦ ॥ ૬ ॥ જગવિણ માંછલી કીમ રહેરે, ચતુર તું ચીત વિચારેરે; રા૦ નળ વિણ દવદંતી કીમ રહેરે, પ્રીયા વિણુ એકલી એહરે ॥ રા૦ તુ૦ ॥ ૭ ॥ કેસરી કેસ મણી સાપનીરે, કૃપણ તણું ધન જેમરે; રા૦ જીવતાં હાથ લાગે લાગે નહીરે, તીમ સતીયોની છાપરે ॥ રા૦ તુ૦ ॥ ૮ ॥ એમ લોકે સમજાવીયોરે, રાય કુબરને તેથરે, રા૦ રથ બેસારી માહા સતીરે, પ્રણમ્યો ભોજાઇપાયરે, રા૦ તુ૦ ॥

૯ ॥ નળ એ હવે તે બોલીઓરે, શાંભળો સજન લોક
રા૦ ત્રણ ખંડ નીરધી જો તજીરે; રથની કેહને આસર
રા૦ ॥ તુ ॥ ૧૦ ॥ પાળી નારી આગે કરીરે, નીસરયો ન
ળ વનવાસરે, સંપેડન સાથે ચલ્યોરે; બલક લોક વીખાસરે.
રા૦ ॥ તુ ॥ ૧૧ ॥ રોવે પીટે રીસે કરીરે. પરીજન કરી
પોકારે રા૦ હાહા દૈવ તે સ્યુ કરૂંરે; હીતવછળ કૃપાળરે; રા૦
॥ તુ ॥ ૧૨ ॥ નળ સરીખો જગ કોઇ નહીંરે, રાય પ્ર
જા પ્રતીપાળરે રા૦ ન્યાયવંત નીર લોભીયોરે, કુ
ણ કરસે હમ રખવાળરે રા૦ ॥ તુ ॥ ૧૩ ॥ કુકડા મૃગ
સુક સારીખારે, ગૃહ પારા પત મોરરે, રા૦ સિપેડણ આ
વ્યા તીહારે, દુખીયા કરે અતી સોરરે રા૦ ॥ તુ ॥ ૧૪ ॥
ધીગધીગ દઇવકે તુજનેરે, નળને અવસ્થા દીધરે રા૦ અ
થવા સહેજ એતાહરોરે: ચંદ્ર કલંકી કીધરે રા૦ ॥ તુ ॥
૧૫ ॥ જો ત્રેવડ હુતી તીહારે, રાજ્ય ઉદાળી લેસ; રા૦
ભરત ત્રણ ખંડનો ધણીરે, એમ કાંકાંયોનરેસરે રા૦ ॥ તુ
॥ ૧૬ ॥ પેરે પુઠે જાતી થકીરે, દવદંતી કહે એમરે; રા૦
અનુમત દયો પસુ પંખીનેરે, જાતાં પગ વહે જેમરે રા૦
॥ તુ ॥ ૧૭ ॥ નગરલોક પસુ પંખીયારે, સહુ સ્યુ કી
ધી સીખરે; રા૦ રોતાં સહુ રોવરાવીયારે, દુખ દીયો આપ
સરીસરે રા૦ ॥ તુ ॥ ૧૮ ॥ સતીય સરાપથી બીહતોરે, ફ
રમતો નરલહીકરસુરેરે; રા૦ ભુરે ઉપર પંચાલીરેરે, અલુ
આંણ હીઅતી દુરરે, રા૦ ॥ તુ ॥ ૧૯ ॥ બોલાવી પાછો
વલ્યોરે, નગર નારી સુસનેહરે; રા૦ પણ ધરતી ભારણ

हुआरे; नयणे वरशे मेहरे ॥ २ ॥ त्रु ॥ २० ॥ आपापणे मे रे सहु गयारे, अटपटीचीतन जातरे ॥ रा० ॥ वीसार्या प ण नवी वीशरेरे, नळ दवदंती वातरे ॥ २० ॥ त्रु ॥ २१ ॥ ढाळ बीजी भीजा अंटनारे, मारुणी राग बंधरे ॥ रा० ॥ समय सुदर पाठक कहेरे, करम करे ते प्रमाणरे ॥ रा० ॥ त्रु ॥ २२ ॥

# दुहा

नाग आव्यो गुरु संभारतो, ग्नानी गुरुनो बोल; पाणु कहेयो हतो मोहने, मुजने वचन अमोल ॥ १ ॥ नळे अनुळी बळे नाखीओ, त थंभो ऊखेड; नळ नीश्चय कीधो ईश्यु, हु थीररानेड ॥ २ ॥ थंभो पांचसे हाथनो, जांण उपाडयो जेह, नगरे अयोध्यानो धणी; नीश्चय होशे तेह- ॥ ३ ॥ नळ देशोटे नीसरयो, दवदंती लेई साथ, एवन वाडी पेखतो; देखाडी नीज हाथ ॥ ४ ॥ सती चरण फ रसी करी, प्रथवी हेवी पाप; रजरुपे ऊंची गई, एसती सील प्रताप ॥ ५ ॥ तपेते तावड आकरो, दवदंती न ख माय; छेहडा स्यु करे छांहडी, मारगमां नळराय ॥ ६ ॥ दवदंती थाकी थकी, बेशे मारग मांहे; नळ ऊठाडे हाथस्यु, वीलगाडे नीजबांह ॥ ७ ॥ धरती बळी ऊकीधणु, दाझी पग सुकमाळ; नळ अपणां ओढण धरे, पगनीचे ततका ळ ॥ ८ ॥ दवदंती तरसी थई, पगपग मारग नीर; नळ

આણીને,છાંટે તેહને હાથે સયળ સરીર ॥૯॥ કીહાં મારગ વીશે સુએ. કીહાં વીસામા હોય; સાસેણી ચાલે સતી; હાથદા દેઇ કેડ ॥ ૧૦ ॥ આગળ અટવી આવતી, એક મોટો ત ળાવ; પાંણીપી તૃપતાં થયાં, રાત રહયા સમભાવ ॥ ૧૧ ॥

# ઢાળ ૩૭

તુને ગોકુળ બોલાવે કાહાન ગોવીંદ ગોરીરે, એ દેશી

નળ દવદંતી બે પ્રેહસમે ચાલ્યાંરે, જાતા મારગમાંહીસ હું દુખ સાલારે; ધીગધીગ દઇદવને જેણે એ અવસ્થા દી ધીરે; ત્રણ ખંડ તણી હમ રીધીં ઉદાસી લીધીરે ॥ ૧૨ ॥ એકદીન અટવી આવી તે અતી મોહોટીરે, દીન આથ મીયોને વેળા પાણ થઇ ખોટીરે ॥ ૧૩ ॥ સુરજ આથમી ને આકાસે પેઠોરે, જાંણે તે નળને દુખ દેવાને બેઠોરે; હાથ પાય ધોયા નદીતણો પાંણીરે, જળ પીધો નળને તે દવદં તી રાણીરે ॥ ૧૪ ॥ એકલતા ગ્રહમંડપ ઘટમાંહારે, વીસા મો લેવા આવ્યા તીહાં ઊછાહીરે; સીલાતળ ઉપર સુકોમ ળ ઠાય.રે, તીહાં કેળીપત્ર લેઇહાથે બીછાયારે ॥ ૧૪ ॥ મ તબાટે દવદંતી કુહવાયરે, અરધ ઓઢણ હેઠે નળરાજા બીછાવરે ॥ ૧૫ ॥ નવકાર સમરી બેહુજણા તે સુતાંરે, દીયે આલીગનતે હાથે પ્રેમ પ્રભુતારે; દવદંતીને તીહાં ભર નીદ્રા આવીરે, નળરહયો જાગતો તીહાં મીટેનહી ભાવીરે ॥ ૧૬ ॥ નળ ચીતવે તે મનમાંહીં હવે કીહાં જાવુરે, સાસરે

જાગેંતો લોકીકની દયા પાકરે; પરદેશે જાગે જીહાં પીછાણુ ન કોઇરે, સુખ દુખ તે સહુને સરજ્યાં હોયરે ॥૧૭॥ પરદેસે ભમતાં સાથેછે મુજ નારીરે, પગ બંધણ એહનો છે મુજને ભારીરે; નારીને છોડી જાસ્યુ એણે .વનમાંહીરે, જો જાગશેનો તે છેડો રેહેશે સાહીરે ॥ ૧૯ ॥ એણે અવસરે ઢાળ ત્રીજી થઇ પૂરીરે ॥ સમય સુદર .કહે વાત રહી અધુરીરે, ॥

# ઢાળ ૪ થી

રાગ કનડો પેકડા માનોરે હમ ભાઇ એ દેશી

દવદંતીને બાહીસુરે, નળનો વીટાણો હાથ; છોડી પણ છુટે નહીરે, પણ નળ થયો નીરદય નાથ ॥ કામની મુક્યનેમા હરો હાથ ॥ હવે તુંજ મુજ કયો સાથ ॥ કા ॥ હુ ચંડાળ પાપી થયોરે, બાપડા મુકી દે બાથ ॥ કા ॥ ૧ ॥ કલ્પ વૃક્ષ જાણી આદરયોરે, તેં મુજને ભરતાર; એરંડીઓ થઇને નમ્યો , સુંદરી સહી તું જાણ ॥ કં૦ ૨ ॥ રત્ન અમુલખ જાણીનેરે, ગાંઠે બાંધ્યો તાંણ; પણ હું પથર નીમડયોરે; સુંદરી સહી તું જાણ ॥ કાં૦ ૩ ॥ સોનો જાણી સંગ કીયોરે, નીમડયો પથર એહ; દવદંતી તું જાણજેરે, નળ થયો અતી નીસનેહ ॥ કાં૦ ૪ ॥ હસી જાણ શીર ભલોરે, મુજ હોસ્યે ચીર કાળ; પેહેલ ચંચ ચબુકડેરે, ઉમઠીઓ શેવાળ ॥ કા૦ ૫ ॥ ફીટરે વિધાતાએ પાંતરયારે; કાંકા હસી સંગ કીધ; અથવા અયુગતુ તું કરીરે, કેતકી અપવીત્ર

કીધ ॥ કા૦ ૬ ॥ સવરા મંડપ માંડીયારે, બેઠા રાજવી કોડ; સહુને તજી તેં નળ વરયોરે નળે લાગી છે ખોડ ॥ કા૦ ૭ ॥ હલુવે હલુવે હાથ કાહાડીયારે, નીદ્રા માંહી તે નારે, આલીગન અલગો કીયોરે, મુજ ફરસે પાપ થાય ॥ કા૦ ૮ ॥ વળી વળી રાજા ચીંતવેરે, વસ્ત્ર રહયો મુજ હેઠ; કુણ દવદંતી કુણ હું ભલારે; છેડે નહી એક નેટ ॥ કા૦ ૯ ॥ કાઢી નળ છીરપાણીકારે, મુકય મુકય તુ કોસ; મેં મુકયો કોસ માહરારે, તું કરય કહોસોસ ॥ કા૦ ૧૦ ॥ લીધી હાથ કૃપાણીકારે, છેદવા માંડયું ચીર; જીમણો દાભાને કહેરે આપ તું છેદવા ચીર ॥ કા૦ ૧૧ ચોરી માંહી મેં ચહડીરે; જીણે પરણી બહુ પ્રેમ; જીમણો કહે મુજ ચીરનેરે; છેદતાં આવે કેમ ॥ કા૦ ૧૨ ॥ દાબો જીમણાને કહેરે; સાંભળ મોરા મીત્ર; હાથેવાળો રેસ તેં લીયોરે તે વાત તું આણે ચીત ॥ કા૦ ૧૨ ॥ કંસાર ખાધો તેં એકલેરે; મુજને ન તેડયો તેથ; કોલ કરે તુ ભલારે મુજ કયું તેડે એથ ॥ કા૦ ૧૪ ॥ ભોજન જીમતાં અતી ભલારે માંખી વીજાવે મુંજ; તું નાસે તોરે નાંખતારે, હું આગે કરે જુઝ ॥ ૧૫ ॥ તું વીટે શીર પાઘડારે, હું તમાશી કરૂં ખુસ, હું ભાર ખમુ તોલતારે, તે વાત ગઇ તુજ ભુ-લપ ॥ કા૦ ૧૬ ॥ સુણ દાબા નળ વીનવેરે, જીમણો અધીકો હાથ; પૂજા સ્મરણ દાન દીએરે, પૂન્યે પાપ ઠલાય ॥ કા૦ ૧૭ ॥ દાબો જીમણો બે મળીરે, વીનતી કરે સુણ

રાય; ભીંજી કહે તે અમે કરશું, પણ એ ડાળ કમે ન થાય રે ॥ કા૦ ૧૮ ॥ નળ કહે કામ તુમે કરોરે, જો કરો મા હારી આશ; પાપ સહુ શીર માહરેરે, જીમશો તીમ પંચા રા ॥ કા૦ ૧૯ ॥ એમ સમજાવી હાથનેરે, છેદીઓ આંધો ચીર; જાણે નળે છેદયો નેહલોરે, પણ નયણે વરસે નીરે ॥ કા૦ ૨૦ ॥ તુજને ડરતો કો નહીંરે, શીળ તણે પ્રતાપ વીસવાસી દ્રોહ મેં કીયોરે; તુજને છોડી એણે પ્રસ્તાવ ॥ કા૦ ૨૧ ॥ કર સંવાદ કહે ઘહાંરે, કવી કલા છે તેહ; સમયસુંદર કહે સમજીયોરે; ચોથી ઢાળ એહ ॥ કા૦ ૨૨ ॥

# દુહા

નળની સ્ત્રી તો ઇમ કહે, નીદ્ર કરય ઉપગાર; દવદંતી આંખી મીચીને, મત આવે મુજ લાર ॥ ૧ ॥ તનતજયો દુખણ ભરયો, મે છોડી નીરદોષ; વીસવાશ ઘાતી હું થયો, મકરે માહારો સોસ, દવદંતી તુ જાંણજે; છેલો મુજ પરેણામ, મત રોવે જાગી થકી; નળસ્યુ કહો કામ ॥ ૩ ॥ એમ કહીને નીજે રૂધીરસ્યુ, વસ્ત્ર ઉપરે નળરાય અક્ષર તીહાં એહવા લખે, નયણે નીર ભરાય ॥ ૪ ॥ દાબિ મારગ પીયર તણો, જીમણે સાસરે જાય; દાબિ વડ જીમણ દીસે, કે સુડા વન રાય ॥ ૫ ॥ જીહાં ભાવે તીહાં જાયજે, તુજને કીસ્યો અંદેસ; હું કીમ મુખ દેખાડસ્યુ, ફીરતો દેસ વીદેશ ॥ ૬ ॥ એહવા અક્ષર નળ લખી, આવ્યો દુખ ભ

રપુર; પાછો ફરી જોતો થકો, દવદંતી મુખ દુર ॥ ૭ ॥
ચાલતા પગ પાછા પડે, વળી પાછો વલ્યો પ્રેમ દવદંતી
મુખદેખીને; દેવ પ્રતે કહે એમ ॥ ૮ ॥ બીગબીગ્ન દઈવ
તે જો સુખી, દવદંતીને કીધ; તો વળી એહવા દુખન
ણી; તે કાં અવસ્થા દીધ ॥ ૯ ॥ બારે વૃક્ષ ઉછેરીને; છે
દેનહી નરકોય, કલ્પવેલી ફુલી ફળી; કાપે મૂરખ સોય ॥
૧૦ ॥ અથવા હવે વીધાતરા જાદમતી જત્ર અનીસ્ટ; એ
હવો ચંદ્ર નીપાઇને, રાહુ તણો દેકસ્ટ ॥ ૧૧ ॥ વળી કહે
રે વન દેવતા, સાંભળજો મુજ બોલ; નીરદય મત થાજયો
તમે, વીચીની પેરે નીટોલ ॥ ૧૨ ॥ તીમ કરજો જીમ ઇ
હાં, દેખે નહી અતી દુખ; પ્રભાતીને પાધરો; મારગ પામે
સુખ ॥ ૧૩ ॥ એમ કહેતાં આંયો ગયો, અદ્રસ્ય થયો
તતકાળ. ઉપદ્રવ્ય કોઇ મત કરો; જીવજંતુ વીકળાળ ॥ ૧૪
॥ પાછો જઇ પે સીરહયો, લતા માંહી લટપટાય; રાખુ
રમણી રંગસ્યુ, રાતી સીમનર પાય; ॥ ૧૫ ॥ હું પરભાતે
ચાલસ્યુ, એપણ ચાલશે પરભાત; બેહુંમાંહી એકણ મારગે
સીગસત સંગાથ ॥ ૧૬ ॥ એમ ચીતી પાછો વલ્યો, સુજન
વેલી વીચાલ, પ્રીયાદેખી સુતી થકી; નળ ચીતે જંજાળ ॥
૧૭ ॥ સુરજ પણ નવી દેખતી, સુતી સેજ તલાવ; તલે
તે દવદંતી સારીખી, સુતી ભોમી વીછાય ॥ ૧૮ ॥ હા
હા નળ દુસ્ટા તમાં, કાંતુ દુસ્ટજ હોય; નીરપરાધી નીજ
કામની; અબળા તજય નવીકોઇ ॥ ૧૯ ॥ એમ ચીતવતાં

ચીનમાં, વેગે વીહાંણી રાત; નળ આંસુ જળ નાખતો, ઉ
ઠી ચલ્યો પરભાત ॥ ૨૦ ॥

# ઢાળ ૫ મી

રાગ ગોડી મનદઢ કરી નળ ચાલીઓ, ગયો અળગો
અતીદુરેજી; દાવા નળ બળતો થકે, દીઠો પ્રબળ પડુરોજી
॥ ૧ ॥ દીઠો પ્રબળ પડુર ભડહડ.ંવગી વન એરૂખડ
આક્રંદ સબળ કરી દોહલા, બળે પંખી બાપડા; મૃગરાજ
શુઅર ચસાસસી, સીહ જયુછે ઉછાલીયુ; દેખતાં કાયર ચી
ત કંપે, મનદઢ કરી ચાલીઓ ॥ ૨ ॥ સબદ નળે એક
સાંભલ્યો, મનુષ તણી તે ભાષોજી; ઇક્ષાગ વંસ વીભુષ
ણ, નળ રાજય મુજ રાખોજી; રાખ્ય રાખ્ય મુજને આગ
માં બળતો, સુણી રાજા તીહાં ગયો; વેલડીમાંહી સાંપ વી
ટયો, દેખી નળ અચરીજ થયો; પુછીઓ ઠાંમને નામ મા
હારો, સાદ તેકીમ અટકલ્યો; અહી કહે અવધી ગ્નાન મુ
જને; સબદ નળ એક સાંભરયો ॥ ૩ ॥ પૂરવ ભવ
અભ્યાસ તેણે ભાશ્યા મનુષની જાણીજી,
કર ઉપગાર તું મુજને પ્રાથના પ્રમાણજી, પ્રમાણ પ્રારથ
ના કરી નાંખ્યો ઉતરાસંગને વેલીથી તુરત છોટીયો, લીયો
તેહ ભુજંગને વન ગહન માંહી મુકતાં; નળ કર દસ્યો કી
ણ વાસ્તે; નળ કહે પર ઉપગારના ફળ પૂરવ ભવ અ-
ભ્યાસએ ॥ ૪ આંખ ઉઘાડી જે શીંહની, તેહજને શીંહ
ખાયોજી; દુધ પીતાં જુએ અહી, દ્રસ્ટાંત એહ કહાયોજી;

કુસ્ટાંત એહ કહીએ ઇહાં કેહ્યુ; નળ કહે એમ સાપને, કુબડો રૂપ કરૂપ દેખી તેણે સમય નળ આપને, વઇરાગ આવ્યો લેઉ આરંભ કરૂ વાત નીરીહની, એમ નળ નરેસર કરી વીમાસણ, આંખ ઉઘાડી શીંહની ॥ ૫ ॥ સાપ ફીટી દેવતા થયો, નયણે દેખે નરીંદાજી, ઝળકતાં કુંડળ આભરણ ભલાં; તેજે તે જાણો દીણંદાજી, તેજે તે જાણો દીણંદ પ્રગટયો કહે મકરેય દુખ એ તાહરો તાત નીષીધ નામે કરીસ તુજને સુખએ, વરત પાળી સુધો આણસણ કરી પાંચમે સરગે ગયો; બત્રીસબધ પંડીત નાટક, સાપ ફીટી થયો દેવએ ॥ ૬ ॥ ગ્નાન અવધીછે માહરે, દેખ્યો કસ્ટ દુરંતોજી; તુજ સાંનીધ કરવા ભણી, હુ આવ્યો તુરતોજી; હુઇહાં આવ્યો તુરંત માયા રૂપ કેરયો એસહી, કુબડે રૂપ થકી કરતાં ઓળખે તુજને કોનહી; દક્ષાતણી વાત નહી હગણા, ભોગ કર્મ છે તાહરે; અવસર જણાવીસ વરતતણો અવધીગ્નાન છે માહરે ॥ ૭ ॥ નળે તેદેવ નાનીઊ, આભરણ કરંડ સુરંગોજી; નાળેર વસ્ત્ર તુ પેહરજે, જબરૂપ કેરવી અંગોજી; જબરૂપ કેરી આપણો તુ મૂલ ગોરૂપ જબકરે, આભરણ પેહેરે કરંડક કેરાં; દેસ વાદેસે મેં ફીરો, તુ કહે તીહાં ઉપાડી મુકુ; પુત્રને પ્રેમે લીયો એમ કહી નળને નીષધ સુરવર, નાળેરદેવી દેવનીમીઓ ॥ ૮॥ કહે મુકો સુસમાનગરે, દેવે મુકયો લેઇ તેયોજી; નળદેએ આપણો, સુસમા પૂર પોઝી તેયોજી; સુસમાં પૂરપોઝી

તેથ પોહોતો, કોલાહલ થયો તેણે સમે; ફર ફરરે પોખસ લોકો, સહુ ટલીયો એક ગમે; અશવાર ચોહુદીસ ફરે એહ વો, નવ શુણી અપરાજ ધરે; દેખીઓ એહવે એક હાથી આવતો સુખમા પૂરે ॥ ૯ ॥ શાળાનો થંભ ઉખેડીઓ, હાથ ધ્રુંટ્યો પ્રચંડોજી; સુંડા ડંડ ઉછાળતો, મદ ઝરતો એ હુ ગંડોજી; મદઝરે બેહુ ગંડ ચહુદીસ ભમર ગુંજારવ કરે, ગડગડાટ ગાજે મેહનીપેરે; નગર માંહી ધ્રુંટો ફીરે, ઘ ર હાટ પાડે માણસ મારે નગર લોક દુખીઓ કીયો; કોઇ પુરૂષ તેહને ઝાલી ન શકે, આલાન થંભ ઉખેડીયો ॥ ૧૦ ॥ રાજ પૂરૂષ કહે એહવો હાથી ઝાલે જેહોજી, દધી ઘ ણું રાજા તેહને; આપે ગીધો અપારોજી, આપિ રીધી અ છેહ તેહને નળે સબદ એમ સાંભળો; આવીઓ હાથી પા સ સામો સંચ ઝાલણ અટકલો મારયો મારયો કુબડા તુ કેપી ગજજમ જેહવો એમ કહી નગરી લોક સઘળા, રા જપૂરૂષ કહે એહવો ॥ ૧૧ ॥ નળરાજા નીરભય થકો; એ તાવે માનંગોજી; લઘુ લાગવી દળા કેળવી, ગજ સ્થુમાં ડ્યો જંગોજી; ગજ સ્થુ તે માડ્યો જંગકાહી સુડસ્થુ સા હી અડ્યો, કાદાડે જાણે ગીતગાયે; કાહી ઝાલી પૂછડે, વસ્ત્રનો ગોટો નાખીઓ નળ તેહને ગજદે ઘકો, નળ કુદી ઉઠ્યો ચડે ઉપર, નળરાજા નીરભય થકો; માથે અંકુસ મા રીયુ, વસ્ય કીધો ગજ રાજોજી; ધનધન્ય લોક સહું કહે, એકો નરસીર તાજોજી; સીરતાજ એ કોઇ કુબડો નર દેવ

કુમર સાગીઓ; દધીવરણ રાજા પોળ ઉપર ચડી દેખે પા રખો; નળરાય હાથે ચડગ્યા આવી પોળ વીચે પરખીયો ગય રતન માળાઠવી કંઠે, માથે અંકુસ મારીયો; કુબડે હાથે બાંધીઓ આગ્ના થંભે આણીયોજી, રાજા પાસે આવીઓ નળરાય માહા જાંણોજી; મત્હા જાંણ રાજા હુંવો હરખીત આપણે પોલે લીયો, આભરણ વસ્ત્ર દુકુળ ઉતમ દ્રવ્ય પ રીધલ આપીઓ, દધી વર્ણ રાજા પાસ રાખ્યો; આદ રમાન ઘણા દીયો; એમ સમય સુદર કહે પાંચમી ઢાળ હા થી બાંધીઓ ॥ ૧૨ ॥ બીજો ખંડ પૂરો થયો પંચે ઢા ળ રસાળોજી, સુસમાનયર વીચાલે ગીરૂઆ ગછ ખરતર અતીભલા; જીન ચંદયુગ પરધાનજી સીધસુરી નીરમળ ગુરૂની લાગણી શ્રી.સકળચંદ વીનય સદગુરૂ ગોત્ર રાહડચી ર જયો; ઉવઝાયપભણે સમય સુદર, બીજો ખંડપુરો થયો ॥ ૧૩ ॥

ખંડ બીજો સમાપ્ત

---

# દુહા

નાણ અને દંસણ ચરીત, મુગતી તણો એ પંથ; એ કમના આરાધતાં, મુગતી ગયા નીગ્રંથ ॥ ૧ ॥ એત્રીહુંને પ્રણમી કરી, બોલુ ત્રીજો ખંડ; નળસબંધ મીઠો ઘ ણું જાંણે પીરસુ ખંડ ॥ ૨ ॥

# ઢાળ ૧લી

જીન વરસ્યુ મેરો મન લાગો એ દેશી

રાગ આવસારી॥ આદરમાન દેઇ ઘણો, તેડી આપણી પાશેરે; દધીવરણ નરેસ્વર પૂછે, આંણી મન ઉલાસોરે, કહે રે ભાઈ વાત કુબડા ॥ ૧ ॥ તું વશે કહાં દેશમાં, કુટંબછે તાહરો કેથરે; ગજ આલાણ કળા કીહાં થકી, તું કીમ આયો એથરે ॥ કે ॥ ૨ ॥ સુણ રાજન કહે કુબડો, મુજ જનમ આયોધા ઠાંમરે; કુટંબ સહુંકો તીહાં વસે; મૂજ એકલુ હું ડંક નામરે ॥ કે ॥ ૩ ॥ નળરાજા તીહાં છત્રપતી, હું તેહનો સુઆહારરે, તેણે પણ સમરાગી કળા; મુજ દીદી હીત કારરે;॥ કે ॥ ૪ ॥ સુરીય પાક નામે રસવતી, જમતાં સપર સવાદરે; નળ જાણે કે હું જાણુ, પણ તેહ તણે પરસાદરે ॥ કે ॥ ૫ ॥ નળરાજા જુવટે રમ્યો, કુબર ભાઇની સાથરે; દેસ સહું નળ હારીઓ, વળી હારી સઘળી આથીરે ॥ કે ॥ ૬ ॥ સકળ કળા જાણુ તુ સુણયો, હું આવ્યો ઇહાં તેણરે; ગુણવીણ ગુણ જાણે નહી, ગુણીજનનો ગુણ જેહરે ॥ કે ॥ ૭ ॥ નળ નીરવાણ સુણીને રાજા, રોયો શ્રી દધી વરણરે; મૃત્ય કારજ કીધાં સહું, તે જાણે ચારે વરણરે ॥ કે ॥ ૮ ॥ એક દીન રસવતી કળા, દેખાડી થાલ મુકી ધુપરે, સુર્યદેવ વીદયા નળ સમરી; નીપનો સ્વાદ અનુપરે ॥ કો ॥ ૯ ॥ ભોજનજીમી મીઠા ભલા, સંતોષા

ણો રાયરે; પાંચસે ગાંમ ટ       લાખ રોકડા, કરી કુબડાને મેં પસારે ॥ કે ॥ ૧૦ ॥ કુબડે ગાંમ ન લીધો કોઇ; અર્થકિ લોભ ન હોયરે, લાખ ટકા વસ્ત્રાદિક લીધાં; વલી કીધો ભુપ સોઇરે ॥ કો ॥ ૧૧ ॥ કહે રાજા જે તુ માગે, સો તે હું દેઉ તુજરે, કહે કુબડો હું કોઇ નવી લેઉ; વાત સુણો એક મુજરે ॥ કે ॥ ૧૨ ॥ સાત વ્યસન નીવારય તુ દેશમાં, રાજાએ માની વાતરે; દેશમાંહે ઢંઢેરો ફેરયો, ધરમી રાય કહેવાયરે ॥ કે ॥ ૧૩ ॥ સુખ સમાધી તીહાં, રહેતા થયાં નળને વરસ તે કેઇરે, પેહેલી ઢાળ ત્રીજા ખંડની; સમય સુંદર પભણેરે ॥ કે ॥ ૧૪ ॥

# દુહા

એક દીન હુંડક કુબડો, ગયો સરોવર તીર; બેઠો તરૂ છાયા તળે, પંગુ દીનમાંહે દીનગીર ॥ ૧ ॥ વીપ્ર એક આવી કરી; બેઠે કુબડ પાસ, ગીત ગોસ્ટે કરી સ્લોક કજે, કહે નાંખી નીસાસ ॥ ૨ ॥ દુસ્ટ નિરદય આતમા નીરલજ અને નીસત: નળ સમ ભુંડો કો નહી, જેણે છોડાશુ કઉત ॥ ૩ ॥ વનમાં મેહેલી એકલી, સુતી પીઉ વિસ્વાસ બળી જળી ભસ્મ હુવો નહી જીણે તજી નારી નીરાસ ॥ ૪ ॥ વીરહી રાગ સ્લોક એ, સાંભળતાં તતકાળ; નળ આંખે આંસુ ઝરે; જાણે નીરજ ખાળ ॥ ૫ ॥

# ઢાળ ૨ જી

કોઇલો પરવત ધુધળોરે એ દેશી.

કહે કુબડો તે વિપ્રનેરે લો; કુણ ગીત કહયો રસાળરે. ॥ પંથીડા ॥ મુજ પણ કરૂણા ઊપનીરે લો: દેખી આસુ પ્રનાળરે ॥ પં૦ ૧ ॥ કહે તું કીહાંથી આવીયોરે લો, કુણ તુજ નામ કહંતરે ॥ પં૦ ॥ નળ રાજા પાપી તણી રે લો; તે કહી સુણાએ વાતરે ॥ પં૦ ૨ ॥ કહે પંથી સુણ કુબડારે લો, કુસળો મોહોરા નામરે ॥ પં૦ ॥ કુંડન પૂરથી આવીયોરે લો, વાત સુણી મેં ગામ ગામરે ॥પં૦ ૩ કુબજ કહે મેં સુણી હતીરે લો; પેહેલ પણ એ વાતરે ॥ પં૦ ॥ નારી તજી નળ નીસરયારે લો, કહે પછે તીહાં થયુ જેહરે ॥ પં૦ ૪ ॥ કહે બંભાણ સુણ કુબડારે લો, નળે છોડયા પછી નારીરે ॥ પં૦ ॥ દવદંતી સુણો લહ્યુ રે લો. પ્રહ સમે એણે પ્રકારરે ॥ પં૦ ૫ ॥ ફુલી ફળી આં બે ચઢીરે લો, ફળ ખાવા હું સારરે ॥ પં૦ ॥ આંબે ગ જ ઉન તુલીઉરે લો, ભુંઇ પડી હું નીરધારરે ॥ પં૦ ૬ ॥ ઝબકી જાગી નીજ ફળ હળીરે લો, પેઉ દેખી નહી પાસરે ॥ પં૦ ॥ ચળ ચીત જોઇ ચહુ દીશેરે લો, નળ વિણ થઇ નીરાસરે ॥ પં૦ ૭ ॥ દવદંતી એમ ચીંતવેરે લો, કીહાં પાપ કીયાં મેં કોડરે ॥ પં૦ ॥ ડંડાકાર અટવી પડીરે લો, પેઉ મુજને ગયો છોડીરે ॥ પં૦ ૮ ॥ પેઉ પાણી લેવા ગયોરે લો, સરોવર સ્નાન નીમીતરે ॥પં૦ અથવા કોપી વિદ્યાધરીરે લો લેઇ ગઇ ચંચળ ચીતરે ॥ પં૦ ૯ ॥ અથવા પેઉ હાંસો કીયોરે લો, છાનો છપી ર

હયો એથરે ॥ પં૦ ॥ હવણાં સોચો કાહાડશુંરે લો, મુજ આગળ જાઇ કેથરે ॥ પં૦ ૧૦ ॥ દહદંની ઠકી કરીરે લો, વન વન જોવું કંતરે ॥ પં૦ ॥ વૃક્ષ તે જોયાં બહુ દીસેરે લો, પણ નહી દીઠો કંતરે ॥ પં૦ ૧૧ ॥ રોવા લાગી બહુ બકેરે લો, કરવા લાગી વિલાપરે ॥ પં૦ ॥ આવ આવ કંત ઉતાવળોરે લો, દાહલો વીરહનો વ્યાપરે ॥ પં૦ ૧૨ ॥ અતી હાંસો કીમ કીજીએરે લો, મુજ પ્રાણ તે છુટી જાયરે ॥ પં૦ ॥ મેં તુજને છોડયો નહીરે લો, મુજને છોડી તેં કાંઇરે ॥ પં૦ ૧૩ ॥ ઇત્યાદિક વચને કરીરે લો નયણે દીઠો નાહીરે ॥ પં૦ ॥ સુપન વિચારયું સુંદરીરે લો નારી થઇ નીર ઉછાહરે ॥ પં૦ ૧૪ ॥ બીજી ઢાળ પૂરી થઇરે લો, નવી પામી ભરતારરે ॥ પં૦ ॥ સમયસુંદર કહે હું કહુરે લો, કીધો સબળો કીરતારરે ॥ પં૦ ૧૫ ॥

# દુહા

આંબો પ્રીતમ માહરો, ફુલ ફળાદીક રાજ્ય; ભલ સવાદ તે લોગરસ, ભરસમાન સવાજ ॥ ૧ ॥ ગજ સરીખો કુંમર હુંવે; રાજ તસ ઉન મૂળ: પ્રીયવીણ હું ધરતી પડી, દઇવ થયો પ્રતી કુળ; વલભ તુ દુરલભ થયો, સુપના તણો અનુસાર; હેહે દઇવતે સ્યુ કરૂ, કાં સરજી કરતાર ॥ ૨ ॥

# ઢાળ ૩ જી

પ્રીય ચલે પરદેશ સમણી ગુણઅચલેહી; અરી ગુજ પ-

કડાની જીજીરા દેશ એ દેશી

હોડા હાખીદેવ તે મુજ શું કીઉ, તે મુજ દીધુ દુખ તેણે કાર્ટાપડે હીદેહી ॥ ૧॥ મુરછીત હુઇ દુખમાંહી ધરણીએ પ રણી પડી, વાયસ ચેતન કીધ ઉઠી વીલખી થઇ ૨ ॥ વી રહ વીલાપ અનેક કરે તે કામની, દીન દુખીયા નજાત જા મે કીમ જામની ॥ ૩ ॥ હા નાથ કીહા ભાર તુજને ચઢતી ખીજમત કરતી ખુપ છેહન દેખાડતી ॥ ૪ ॥ આજતાઇ એન્યાય અધમ નકો થયો, ડડા કારમે નાર છોડી ના સી ગયો ॥ ૫ ॥ ચોરીચઢાણથી હુંસ્ય પુરૂપ સંબળા કરે, પંગુ નીર વહાણ ગીવેળ ઘણેરા દુખધરે ॥ ૬ ॥ નળનો નહોકો દોષ, વીલાપ કરૂકીસ્યા; કીધાં કર્મ કઠોર તે ફળ પાં મીયાં ॥૭ ॥ કીમ કેહનાનાહ નીપટ નમેગીઆ. કામની વી રહ વીયોગ; દીયા મન ફેરીઆ ॥ ૮ ॥ કેમે કેહના પૂત્ર વી છોહા માતથી, કેમે મરદો નાહ અભાગણી લાતથી ॥ ૯ ॥ કેમે થાપણ માલ પરાયા રાખીયાં ॥ ૧૦ ॥ કેમે મા ણી સોકો માહા કામણ કરી, કેમે કુડી સાખ દીવાણે ચાડી ભ રી ॥ ૧૧ ॥ કેમે કેહનાગરભ ગાલ્યા પાપણી કે તે ડંકચ નાર રતન કીણે ભવ સાપણી ॥ ૧૨ ॥ કે કીધી પરભાન એ સી ચોતરે, કેમે કઠીણ પ્રહાર દીધા જાણથી મરી ॥ ૧૩ ॥ કે આપણ માબાપ દીખ્યા ગુરૂ ઓળખ્યા, કેમે વાણજવ્યા પાર મુગધ જન ભોળવ્યા ॥ ૧૪ ॥ કે પસુવાને ચાર ની ર વીસરી ગઇ, કે પાયાં નહી નીર મુવા દુખીઆ થઇ ॥

૧૫ ॥ કે આંસુ દેવ દ્રવ્ય, સાધારણ દ્રવ્ય લીધાં, કે મે દેવ શાસ્ત્રપીછ ઘેરે વવરાવીયાં ॥ ૧૬ ॥ કે મે પાપણી સાધુ મહંત સંતાપીઆ, કે કોહર માંહી ઘાલી વરતમે કાઢી ॥ ૧૭ ॥ કે મે કુગરૂ કુલીંગ દેખી રંગીઆ, કે મે સુધા વરત લેઇને ભંજીઆં ॥ ૧૮ ॥ કે મે જુ માંકડ લીખ મે નાખ્યા તાવડે, તે લાગો મુજ પાપ પડી દુખ આવડે ॥ ૧૯ ॥ દવદંતી વનમાંહી ધરે દુખ એકલી, રોતી વીહર વિલાપ; રોયાં સાગર મુગલી ॥ ૨૦ ॥ ત્રીજી ઢાળ એ કહી પણ દવદંતી દુખી, રામય સુંદર કહે સીળ પ્રભાવે હોશે સુખી ॥ ૨૧ ॥

# દુહા

દીન સારો ભમતી થકી, અટવી ડંડાકાર; સસલા સુઅરરોજ મૃગ, પૂછંતી ભરતાર ॥ ૧ ॥ રવી જાંણે એવી રહુગુી, મુસ્યમાન કરે જુહાર; દેખી ન સકુ હુ નજર; તેણે આથમીઓ સુર ॥ ૨ ॥ ચાંદે કીધો ચંદ્રણો, વાધ્યો મદન વીકાર; દવદંતી અતી દુખ થયો, ખંતી ઉપર ખાર ॥ ૩ ॥ દવદંતી વીલવીલ થઇ, પ્રીતમ સુ બહુ પ્રેમ; સસીહર સાથે સંદેસડો, પ્રીય ને પાઠવી એમ ॥ ૨૧ ॥

# ઢાળ. ૪થી

દેશી ભાવનાની હો સાયર સુત સોહામણા. સોહામણા રે સાંભળ સુગણ સંદેસ; હો ગગન મંડળ ગની તાહરો રે, તાહા! દેખે તુ સઘળા દેસ; દેખે સઘળા દેશ ચાંદલીઆ

મંદસોરે કહે માહારા કંતને તાહારી અબળા કરે અંદેસ, અબળા કરે અંદેસ નાહલા વહુણી નારી હું કીમ રેહુંરે- ॥ ૧ ॥ વાલમ મે તુમ વારીયાર, વારયો હો જુગટે રમવા તુ મત જાય; રાજ હારી નળ નીસરયો હો વનમાંહી વીલખ્યા ॥ ૨ ॥ હો નળ તુજ સ્યુ હું નીસરીરે નીસરી અંગમે દુખ લીધો આપહો મુજને તું છોડી ગયો, છોડી ગયોરે એવડો કીસો અપરાધ ॥ ૩ ॥ હો સુતી મુકી કામની, કાં સર્તારે પરેમદા નજાણી તે પીડહો; હાથે જેણે પરણી હતી, પરણી હતીરે ચતુર કમાણો કેમ ચીત ॥ ૪ ॥ ઝબકી જાગી જુરવા જુરવારે હો પ્રીયન દીઠો તુ પાસ હોવન હોવન જોઉં વાલહા, વાલહારે હોસાદ પણ કીધાં પચાસ ॥ ૫ ॥ નરતી નપા ની તાહરી નાહલા નાહલારે હો પગ પગ મુગલી પંગુ પૂછ. હોરાઇરે હોમુઇરાનમે; રાન મે રાનમે હોમહીયલ પડી હું મુરછ ॥ ૬ ॥ હો કીધુ તેને કોન કરૂ ન કોકરીરે હો પુરૂપ ગમાડી પ્રતીત, હો વીસ્વાસ ભાગોવાલહા વાહાલા હારે પૂરૂપાં કેહીરે પ્રીત ॥ ૭ ॥ હો દરટાંત તાહારો ન દાખશે, દાખશેરે હો કર્વાયણ કેરી કોડ, પૂરૂપ કુડા માહા કપટીઆ; કપટીઆરે હો ખરી ન લાગી ખોડ ॥ ૮ ॥ એહવા ચંદસ્યુ ઓ લંભડા ઓલંભડા હો દીધા દવદંતી નાર, હો ચોથી ઢાળ પૂરી થઇ; સમય સુંદર સ્યુ વીચાર ॥ ૯ ॥

## ઢાળ ૫ મી

જંબુદ્વીપ મોઝાર એ દેશી

દવદંતીએ તીહાં દીઠ અક્ષર એહવા, પઠી અને પેડડે લ ખ્યાએ; સામરો પી .ર બેહું પંથ બતાવીઆ, હીત કરી મુજ દીધી સીખએ ॥ ૧ ॥ પામી પરમાણંદ મન મ્યુ વીમાસીયુ, પીહર જાઇ સ પાખરીએ; કંત વીહણી નાર, સા સરીચુ કરી રૂપ જોવન પીભરીએ ॥ ૨ ॥ પગ પગ લાગે દોસરે લોક લાગુ ઘણા, તે થોડા જે છાવરીએ પીહર પીતા લોકમા બંધવ છતા છતી અછતી તે કરીએ ॥ ૩ ॥ દવદંતી નગનાર બાહની બાપડી, ચાલી ચીહુ દીસ જોવતીએ; એકલી અબળાં નારરે. કહે કીહાં જાઉ દડદ ડ દુખ રોવતીએ ॥ ૪ ॥ મલ મલીન સુવસ્રરે, ધુંલી ધુ શરતનુ; છુટી વેણી દંડ સ્યુએ; જાણુ દગીર્દી નાર, દીય.મ ણી; ચાલી સીળ અખંડ સ્યુએ ॥ ૫ ॥ સીળ તણો પર ભાવરે, દવદંતી દેખી ભય સઘળા ગયા ભાગીને એ ॥ ૬ ॥ વળી અવીમાશે એમ, સાથ માલ કોઇ અટવી લીધી તેહસ્યુએ ॥ ૭ ॥ તેહવે હવે દાસાયરે આગળ આવતા ખલક લોકકે જેહનોએ; દવદંતી સાથરે, માંહે જઇ ભળી; મન સંતોશ પામી ઘણોએ ॥ ૮ ॥ હાકટ બુમ પોકાર કોળા હળ થયો, ચોર ધાડી આવી પડીએ; દવદંતી કહે એમરે, બાહી ઉચી કરી; ચોરચરડ નાસી ગ ાએ ॥ ૯ ॥ મે રા ખ્યો એ સાથરે કુણ લુંટી શકે; નીફળ પ્રયાસ થયા તુમ ત ણાએ, એવાડલી કરી વાત; ચોર ચીહુંદીશે; શાથ લુંટ ણ તતપર થયાએ ॥ ૧૦ ॥ સતીએ કીયો હુંકાર સીહણની

પેરે, તશકર મૃગ નાસી ગયાએ; કુળદેવી જીમ એહ; સા
નીધ્ય કારણી, એ નારી બ્રહમની હું એ; સારથવા સહું
સાથરે, ચરણ કમળ નમી; ભગતી જુગતી કરી બહું પે
રેએ ॥ ૧૧ ॥ પુછે શારથ વાહરે, કુણ તુ કામની; કીમ
એકલી વનમાં ભમે એ, સતીઅ શહોહરે તુલ્ય; સારથ વા
હને, વાત કહે શહૂં અનુક્રમેએ ॥ ૧૨ ॥ એક કીયો ઉપગાં
રે, નળ નારી વળી; આદરમાન દેઇ કરીએ, દવદંતીને તં
ડીરે આપણે; રાખી અતી રૂડી પરેએ ॥ ૧૩ ॥ સ્નાંન
ભોજન બહુ ભકત, કીધી સોહલી; મારગ ખેદ ગમાડીઓ
એઆરાધેમનસુધ,નવપદધ્યાન; અહનીશપોતેએકમનાએ,૧૪
॥ દવદંતી શાથ છોડારે, છાંની નીશરી; જાતી કીણ દી
જાણી નહીએ, આગળ જાતાં એક દીઠો રાક્ષ સરૂપ; આ
વ્યો વહીએ ॥ ૧૫ ॥ કાળ રૂપી વીકળાળ, ભીમ ભયંક
મુંડ રૂંડ માળા ધરીએ, અગની તણી મુખ ઝાળ; દાઢકાતી
જીસી, જમ શરીખો ખાઉ ખાઉ કરેએ ॥ ૧૬ ॥ બોલી
ભુત ભરાડરે, હું ભુખ્યો ઘણું; ખાઈ સંતુજને બાપડીએ, સ
તીઅ કહે કહું વાતરે; એક કહું આપણી, પછીપય એક ચા
પડીએ ॥ ૧૭ ॥ જીન ધર્મને પ્રશાદરે, મુજ મરણ તણો
તુજથી ડર ભય કોનહીએ, પણ સતી વળી પરનારે; મુજને
ફરસતો, તું બળી ભસ્મ હોઈસએ ॥ ૧૮ ॥ કહે રાક્ષ કર
જોડ, સતી સાહસકરી; તુ રટમાન થયો હવે તુજનેએ, ક

કહયુ કીધુ અભીસ્ટ; ને સહુ હું કરૂં; દીયા તે દેશ તે મુ જને એ; કહે દવદંતીનાર, જો તુઠયો કહે, મુજ પ્રીય મ ળસે કદાચએ; અવધીગ્નાનછેતુંજ, કહેતેરાખસ;બારવરસેમીલ સેમૂદાએ,વળીકહેવંતરવેગ બાપતણોઘેરે; ઉપાડીપોહેંતીકરૂંએ; સતીયકહેસુણ દેવપ્રીય મેળોકહેયો, એ ઉપગાર મોહોટા ધ૬ એ ॥ ૨૧ ॥ એણીપેરે પૂરૂંષ સંગાથ મુજ જાવા નહી, સ્વસ્તી રક્ષ તુજને સદાએ; દીવ્યરૂપ તે દેવરૂપ પરગટ કરી, પાય પ્રણમી પોહોતા તદાએ ॥ ૨૨ ॥ ત્રીજા ખંડની ઢાળ એ પાંચમી કહી, ગઇ ઘણેરી અપદાએ; સમયસુંદર કહે એમ, દવદંતી સતી; પગપગં લહેશે સંપદાએ ॥ ૨૩ ॥

ત્રીજો ખંડ સમાપ્ર

---

# દુહા

અરીહંતદેવ સુસાધુ ગુરૂ, કેવળી ભાખીત ધર્મ; એહ ચાર સરણાં કહયાં, જીન સાસનનોમર્મ ॥ ૧ ॥ એ ચહુને પ્રણમી કરી, ચોથો ખંડ કહેશ; દવદંતી સબંધે કહી, સી લ કળા સવીવીશ ॥ ૨ ॥

# ઢાળ ૧લી

દવદંતી નારી, બાર વર્ષે હો પેઉ મળો સુણયો; પેઉ મીલે તીહાં સીમ, અભીગ્રહ કીધા હો એહવા આકરા ॥ ૩ ॥ દીઠા વિણ સસરૂખ ડીલ, સ્નાંન મંજન હો પ્રીયવીણ પરી હરયાં; રાતાં વસ્ત્ર રંગેલ; હું નહી પેહેરૂ હો પેઉ દીઠા વિના

॥ ૪ ॥ ચંદન તજયાં તંબોળ, જાંહાં સીમ હો નહી દે હાથ શું; ન કરૂં ચંજન ઘોળ; વીગય તો ખાવું હો નાજમ વિણુ કદે, અભીગ્રહ લેઇ એમ; દવદંતી ચાલી હો આગે ઉતાવળી ॥ ૫ ॥ પોહોતી કુશળ એમ, પરવત ઉપર હો જા ઇ ઊંચી ચહડી ॥ રહી ગુફા મહી જામ, વરશા સીમે હો નીશ્ચય મન કરી; પ્રતિમા નવી નીપાય, સખરે માટીનીહો, શ્રી સાંતી નાથની ॥ ૬ ॥ માંડી ગુફા મોઝાર, ફળ ફુલ આંણી હો, નીતુ પુજા કરે; એકાંતર ઉપવાસ, ફળ ફુલ ખાએ હો તપને પારણે ॥ ૭ ॥ પંચ પરમેસ્ટી નીતુ ધ્યા ય, તપ જપ કરતી હો, દવદંતી રહે, નારી નયણું વીશાળ સોળ સુરંગી હો દવદંતી સતી; ચોથા ખંડની ઢાળ, પે હેલી વેહેલી હો સમયસુંદર ભણે ॥ ૮ ॥

# ચોપાઈ

હવે ન દેખે સારથવાહ, દવદંતીને ડેરા માંહ; મત ઉ- પદ્રવ થાએ ઉઠી, પગ લેઇને ચાલે પુંઠે ॥ ૧ ॥ ગુફા પા સે આવ્યો અનુંક્રમે, દવદંતી દીઠી ઉતમે; પુજા કરે તે પ્ર તીમા તણી; ભાવ ભગતી મન આણી ઘણી ॥ ૨ ॥ કરી પ્રણામ તે બેઠો પાસ, સતી બોલાવ્યો મન ઉધ્લાસ, સા- રથવાહ કહે કુણ દેવ, સારીતો જેહની નીત્યે શેવ ॥ ૩ ॥ કહે દવ દંતી શ્રી સાંતીનાથ, મૂગતી જાવાનો એ સાથ. એછે તીરથંકર સોળમો, ચક્રવરતી એહજ નીત નમો ॥

૪ ॥ એહ ગોષ્ટ સાંભળી સુપ્રસન; આવ્યા તાપસ તેહજ આસન, સારથવાહને તાપસ ભણી, સતી કહે વાત જીન ધર્મ તણી ॥ ૫ ॥ અરીહંતદેવ અને સુસાધ, કેવળી ભાખીત ધર્મ અબાધ, એ સમકીત સુધો સદહે; તેહ નર સુર પદવી લહે ॥ ૬ ॥ સારથવાહ પામ્યો સુધો ધર્મ જીન ધર્મનો ખરો એ મર્મ, જીવ દયા પાળે એ ખરી, ભવ સમુદ્ર તારણ અવતરી ॥ ૭ ॥ સારથવાહ સુણી ઉપદેશ પ્રતિબોધ્યો સંકા લવલેશ, દવદંતીને ધર્મ ગુરૂ કીધ, શ્રાવકનાં સુધાં વરત લીધ; ॥ ૮ ॥ પેહેલો હુતો નામ વસંત હવે યથાર્થ કીધો ગુણવંત, ધર્મ તીલકની સોરંભરી; સારથવાહ કહે એણી પરી ॥ ૯ ॥ એહવે છુટયો સબળો મેહ; ભીજાણ લાગી તાપસ દેહ; પરવત ઉપર આ આવ્યું નીર, કહે તાપસ કીમ થાએ દુર ॥ ૧૦ ॥ બીકમાં ધરસો સઘળા તુમે, ઉપદ્રવ હોએ નહી કીમે, સતી કહે રહો નીર બીક, આશ્રમ ચહુદીશ દાધી લીક ॥ ૧૧ ॥ સતી કહે તે ઊંચે સાદ અરીહંત તણા ઇહાં પ્રસાદ; સાચી જો હું હોવું સતી; તો હવે મેહ ન સરસો રતી ॥ ૧૨ વૃસ્ટી અટકી તતકાળ,તાપસ વીશમય થયા વીશાળ, અહો અચોત શકતી છે એહવી, દેવ સમી થાએ કે હવી ॥૧૩॥ દયાં રહીતને દ જીન ધર્મ; સાચો જાણ્યો તે જીન ધર્મ તાપસ પણ પ્રતિબુધ્યા સવે, જયવંતો જીન ધર્મ ભવે ભવે ॥ ૧૪ ॥ સારથવા તાપસ આશ્રમે, તાપસ પૂરવાસી અ

નુક્રમે, સાંતીંનાથ તણો એ દેહરો; શુધ પ્રતીમા શીર શેહ-
રો ॥ ૧૫ ॥ વરણ અઢાર પવન છત્રીશ વેવ્યહારી આવ
શે સુ જંગીસ, સારથવાહ તાપસ એણ સતી પ્રજા લોક
કીધા જીન મતી ॥ ૧૬ ॥ ચોથા ખંડની બીજી ઢાળ;
સુણીજો રહી જે વાત, વીચાળ આણો ધર્મ ઉપર આસતા
સમયસુંદર કયો સુખ સાસ્વતાં ॥ ૧૭ ॥

# દુહા

દવદંતી તીહાં અન્યદા, આધી રાત મોઝાર; અજવા-
ળો ગીરી ઉપરે દીઠો જીમ દીનકાર ॥ ૧ ॥ તીહાં વળી
જાતાં આવતાં, પંખી જીમ આકાશ, સુર કીનર વિદ્યા
ધરા, ધરતા અધિક ઉલાસ ॥ ૨ ॥ સુર કોલાહલ સાંભ-
ળી, જાગ્યા લોક સમસ્ત; અચરીજ ગગને ઉપન્યો, કાંઇક
વાત પ્રસસ્ત ॥ ૩ ॥ સારથવાહ તાપસ સતી, નગર લો
કના વૃંદ, પરવત ઉપર તે ચડ્યા, સહુ દેખવા સુરીંદ ॥ ૪

# ઢાળ ૩ જી

આણ પ્રીયારે સંતજી એ દેશી

કનક સીહાસન સુરનર રચ્યો, તીહાં બેઠા મુની રાયોરે;
દેવના કોડી શેવા કરી. પ્રણમે મુનીવર પાયોરે ॥ ૧ ॥
શીંહ કેસરી કેવળી, દીઠો નયણે આણંદોરે; કેવળજ્ઞાન તે

ણે સમે, ઉપન્યો જાણે દીગુંદારે ॥ શી૦ ૨ ॥ દવદંતી સા
રથપ તી, નગર લોક સહુ કોઇરે; કેવળીને પ્રણમી કરી, એ
દા કૃતારથ હોઇરે ॥ શી૦ ૩ ॥ જસોભદ્ર ગુરૂન આવીયા,
કરે કેવળીને પ્રણામોરે; કેવળી પ્રખદા માંહ તે, જોઇ યથો
ચીત ઠાંમોરે ॥ શી૦ ૪ ॥ દીએ મુનીવર ધર્મ દેશના;
સાંભળે સઘળા લોકોરે; ધર્મ વિના નરે જે રહયા; તસ જ
નમા ! ફોકોરે ॥ શી૦ ૫ ॥ એ સંસાર અસારે છે, દુખ
તણો ભંડારોરે; બંધીઆના સાગરીઆ કહયો, નહી તીહાં
સુખ લગાંરોરે ॥ શી૦ ૬ ॥ નરભવ સુરતરૂ સારીખો; સી
વ સુખ ફળ અતી સારોરે; ધર્મ સખાઇ પરભવે, સંસા
ર પાર ઉતારોરે ॥ શી૦ ૭ ॥ કેવળી ધર્મ કહયા પછી; કે-
હે તાપસ સાંભળજોરે; સાચો ધર્મ કહયો સતી; એ
મ કહી કહયું હમનેરે ॥ શી૦ ૮ ॥ એ પરમણી સત્ય વા
દની, બોલે ન જુઠ લગારોરે, સીળ ગુણે કરી સોહતી, એહ
ની નહી કોઇ તોલેરે ॥ શી૦ ૯ ॥ ચોર ચરડ નાશી ગયા
રાક્ષસ જીત્યો એણેરે, મેઘ દ્રસ્ટી થંભી એણે; ગુણ કહુ
એહના કેતારે ॥ શી૦ ૧૦ ॥ કેવળી વાણી સુણી લહે, કુળ
પતી પરમ સંવેગોરે; કહે દીયો દીક્ષા મુજને, એ
સંસાર નહી સારોરે ॥ શી૦ ૧૧ ॥ કેવળી કહે તુમે દીક્ષા,
લીયો યસોભદ્ર સુરી પાસેરે, સાર લહ્યુ તુમે જૈન ધર્મનું
પામી પરમ ઊલાસેરે; ॥ ૧૨ ॥ એહવે કુળપતી કહે કરજો
ડીન, કહો લીધી તુમે દિક્ષારે; કીણ કારણ એ જોવન વયે

એ અગરીજ પ્રતક્ષોરે ॥ ૧૩ ॥ ભાખે ભગવંત કેવળી, નગર અયોધ્યા ઠામરે; નળ નામે રાજા હુંતો, ચતુરંગસેના નાયોરે ॥ ૧૪ ॥ તે રાજાની ભારજા, દવદંતી સીળવંતીરે; મેં બેઠી તુમ આગળે; પર ઉપગાર કરંતીરે ॥ ૧૫ ॥ બંધવ નળ રાજા તણો, કુબર પાળે રાજ્યરે; સીહકેશરી હુતહનો પુત્ર, સવે કરે રાજ્ય કાજરે ॥ ૧૬ ॥ કેશરીરાય સુગારી પૂરી, બંધુ મતી તસ બેટીરે; તેહને પરણી હુ આવીઓ, ચતુરંગ સાથે બેટીરે ॥ ૧૭ ॥ મારગ માંહી આવતાં, એ પરવતની શ્રૃંગરે; યસોભદ્રસુરીસર સ્વમે દીઠા મંનરંગરે ॥ ૧૮ ॥ સાધુ દેખી સુખ પામીઓ, ચરણ કમળ જઈ ભેટયારે; દીધી મુનીવરે દેસના મોહતીમીરભર મેટયારે ॥ ૧૯ ॥ મે પૂછ્યુ કહો સ્વામી માહરો, કેટુનો આવખો કે તોરે; પાચ દીહ છે પાછલા કહે કુમર તુમે ચેતોરે ॥ ૨૦ ॥ હુ ભય ભરાંત બીહઓ થયો, વળી થયો અતી દીલગીરરે, મરણ સમો ભય કો ન નહી, કુણ રાંક કુણ રાજારે ॥ ૨૧ ॥ કહે મુની વછમ બીહો તુમે, લ્યો વરત સુખદાઈરે; એક દીન દીક્ષા પાળતાં, હોય દેવકે જાવે મોક્ષરે; ॥ ૨૨ ॥ મર્મ એહી જીન ધર્મનો, જાંણી છોડી મેં રાધીરે; પરીહરી બંધુ મતી પ્રીયા, સુંદર રૂપ નીધાનોરે ॥ ૨૩ ॥ એ ગુરૂ પાસે લીધી દીક્ષા, ધરતો નીરમળ ધ્યાનોરે; ગુરૂ આ દેશે આવ્યો ઇહાં, પામ્યો કેવળ ગ્યાનોરે ॥ ૨૪ ॥ એમ તતએવ કેવળી,

કીધો જોગની રૂપેરે; મુગતી ગયો બેડો તીહાં, અધવચ્ચ રહ્યો પ્રબોધેરે ॥ ૨૫ ॥ અમરગુરૂ લોકને ઉપનું, સગી ર તણો સંસકારોરે, ભકતી ઘણી દેવે કરી; એત્ર પવીત્ર બોલ્યારે ॥ ૨૬ ॥ યસો ભદ્ર પાસે લીયો, કુળપતીએ સંજમ ભારરે; દવદંતી પણ કહે દયો દીક્ષા, હવે કરો ની સ્તારોરે ॥ ૨૭ ॥ યસોભદ્ર સુરી એમ કહે, હમણાં નહી તુજ દીક્ષારે; ભોગ કરમ છે તાહરે, માન્ય મોરી તુ સી ખોરે ॥ ૨૮ ॥ ચોથા ખંડ તણી ત્રીજી, પૂરી કીધી ઢાળેરે; પૂરવભવ હવે પૂછશે, સમયસુંદર કહે સુ વીચારોરે ॥ ૨૯ ॥

# ઢાળ ૪થી

પૂરે સોહાસણ રૂડાં સાથીઓજી એ દેશી

દવદંતી પ્રણમી કરીજી, પ્રસન કરે હવે એમ; પુરવભ વ પાપ કુણ કીયાંજી, વીરહ પડ્યો કહો કેમ ॥ ૧ ॥ પૂરવ ભવ તમે સાંભળોજી ॥ આંકરણી ॥ કહે યસોભદ્ર મુણંદ, કીધાં કર્મ ન છુંટીએજી; સુભ અસુભર્તામર્મ દ ॥ પૂ ॥ ૨ ॥ મમણ નામે રાજા હતોજી, પાછલે ભવ નામીરાય; વીરમતી તસ ભારજાજી તું હતી જીવણ પ્રાણ ॥ પૂ૦ ૩ ॥ તુમે એકદા બેઉ નીસરયાંજી, વનમાં કીડા નીમીત, સાથ સંગાથે આવતોજી, સાધુ મીલ્યા સુપવીત્ર ॥ પૂ૦ ૪ ॥ સાધુ દેખી તુમે કોપીયાજી એ અમંગળી ક મુડ, પ્રહ સમે ઠીહાં સાંમો મીલ્યોજી; એહનો ધર્મ પ-

ખંડ ॥ પુ૦ ૫ ॥ એમ કહી બાંહે બંધાવીયોજી આપણ સેવક પાસ, તુમે તીહાંથી પાછા વળચાજી; આવ્યા નીજ આવાસ ॥ પુ૦ ૬ સાથ વીછોહ તીહાં પાડીયાજી બાર ઘડી લગે તેહ, સાધુને બાંધી સંતાપીયાજી, તેહથી કરમ બંધાય ॥ પુ૦ ૭ ॥ વળી કીમહી કોપ વીસરયોજી, સાધુને પુછીયુ તેડી; કીહાંથી આવ્યા જાવો કીહાંજી; કુણ ધર્મ તુજ પેડ ॥ પુ૦ ૮ ॥ સાધુ કહે સુપ્રસન થઇજી સાંભળો માહારી વાત, અસ્ટાપદ તીરથ ભણીજી, ચાલીયો જીનવર જાત્ર ॥ પુ૦ ૯ ॥ સાથ થકી વીછડાવીયોજી, ધરમનો કીયો અંતરાય; પાપ તણાં ફળ વીરૂવાંજી, જાણ જે તું માહારાય ॥ પુ૦ ૧૦ ॥ જીન ધરમ જગમાં ખરોજી, તે નવી જાણીયો જેણ; તે નરે ભવ હારી ગયાજી; એ મુજ સાચુરે વેણ ॥ પુ૦ ૧૧ ॥ ધરમ કહી પ્રતિબોધીયાજી, રાય રાણી તીહાં બેઉ; અપરાધ ખમાવી તે આપણોજી, ત્રાણ પ્રદક્ષણ દેય ॥ પુ૦ ૧૨ ॥ આદરમાન દેઇ તેડી ગયોજી; આપણા ભૂવન મોઝાર, ભા ભવકતે પડી લાભીયાજી, સુજતાં સખરાં આહાર ॥ પૂ૦ ૧૩ ॥ અસ્ટાપદ ભણી ચાલીયાજી; સાધુ કીધ વિહાર, રાય રાણી બેઉ પામીયાજી; સુધો શ્રાવક ધર્મ ॥ પૂ૦ ૧૪ ॥ સાસન દેવી સાનીધ કરેજી, વીરમતી મન રંગ; અસ્ટાપદ જાત્રા ગઇજી, સખરે માંગલ સંગ ॥ પુ૦ ૧૫ ॥ અસ્ટાપદ પ્રતીમા નમીજી; ભરતે ભરાવી ચોવીસ; રત્ન જડીત કંચન તણી

જી, તીલક ચહડ્યો શુભગીસ ॥ પુ૦ ૧૬ ॥ જિનવરની પૂજા કરીજી; ભકતી ભાવ વિશેષ; વારમતી આવી ઘરેજી સફળ કરી અવતાર ॥ પુ૦ ૧૭ ॥ રાંય રાણી રાજ ભોગવીજી, શ્રાવકનાં વરત બાર; અંત સમય અણસણ કરી જી, સુર શુખ લહયાં તતકાળ ॥ પુ૦ ૧૮ ॥ ચોથી ઢાળ પુરી થઇજી, ખંડ ચોથા તણી એહ; સમયશુંદર કહે સાંભળોજી; આગળ વાત કહે જેહ ॥ પુ૦ ૧૯ ॥

# દુહા

જંબુ ધીપ માંહે ભલો, ખેત્ર ભરત સુભ ઠામ; સુરગ પૂરી સરખી તીહાં, પોતનપૂર અભિરામ ॥ ૧ ॥ મમાણુ જીવ તીહાં કણે; આહિર કુળ ઉત્પન; વીર મતી થઇ તેહનીરે, ધુસીર નારી રતન ॥૨ ॥ એક દિન મહીષ ચરાવવા, ધન ગયો વન મોઝાર; ઝડી કરી લાગ્યો વરસવા, મેઘ અખંડીત ધાર ॥ ૩ ॥ સાધુ તીહાં કાઉશગ રહયા ધાણુ આહિરે દીઠ; ભકતી ભાવ ઉપન્યો ભલો, નયણે અમીય પઇઠ ॥ ૪ ॥ છત્ર લેઇ કરી આપણુ, સાધુ ઉપર ધરે તેહ; આપ ઝાલી ઉભો રહયો; જ્યાં લગે ઉઠો મેહ ॥ ૫ ॥ મૂની કાઉશગ પાળ્યા પછી, ધણ આવ્યો નીજ ગેહ દુધ દહી વોહોરાવીયું; નારીએ ધરી વળી નેહ ॥ ૬ ॥ ધણ આહીર આગ્રહ કરી, રાખ્યો સાધુ ચોમાસ; શ્રાવકનો ધર્મ આદરયો, સમકીત સુળ ઉલાસ ॥ ૭ ॥ જીવ દ-

મા પાળે ભલી, સાંભળે સુગુરૂ વખાણ; સમાયક પોસો કરે, નિયમ વરત પચખાણ ॥ ૮ ॥ કાળ ઘણો પાળી કરી શ્રાવકનાં વરત બાર; સંજમ મારગ આદરયો, સાત વરસ નીરધાર ॥ ૯ ॥ અણસણ કરીને ઉપન્યા, હીમવંત ખેત્ર સુઠામ; આહિરને આહીરણી, જુગલ પણે અભિરામ ॥૧૦ જુગલ પણે સુખ ભોગવી, સુરવર થયાં દેવ્ય શરીર; મનવંછીત સુખ ભોગવી, નામે ખીર જંબીર ॥ ૧૧ ॥ પેહેલે ભવ રાય રાણી હુવા, બીજે ભવ સુર તેહ; આહિરને આહીરણી, ત્રીજે ભવ થયાં તેહ ॥ ૧૨ ॥ ચોથે ભવ થયાં જુગળીયાં, પંચમે ભવ સુર સાર, નળ રાજા દવદંતીતો; છઠે ભવે અવતાર ॥ ૧૩ ॥ બાર ઘડી સાધુ બાંધીયો, સાથ વીછોહ તેણે દીધ; બાર વરસ વિરહો પડયો, એહ કર્મ ફળ લીધ ॥ ૧૪ ॥ બાર વર્ષ વિત્યા પછી; પીઉ મીલશે તુજ રંગ સુખ પામીશ તું અતી ભલો; પૂરવ પૂન્ય પ્રસંગ ॥ ૧૫ ॥ એમ મુનીવર મુખ સાંભળી; સતી પામી આણંદ, એક ધ્યાન જીન ધર્મનું; કરતી પરમાણંદ ॥ ૧૬ ॥ હવે તે રાત પૂરી થઇ, ઉગ્યો અંબરે સુર, તાપસ પુર પોહોત્યા તુરત, યસોભદ્ર ગુરૂ સુર ॥ ૧૭ ॥ સાંતીનાથને દેહરે કરી પ્રતિસ્ટા સાર, લોક સમસ્ત નગરે તણા, કીધા સમકીત ધાર ॥ ૧૮ ॥ ગુફા માંહી રેહેતાં થકાં સાત વરસ થયાં તેહ, દવદંતીને દીન પ્રતે; ધર્મ કરંતાં તેથ ॥ ૧૯ ॥

# ઢાળ ૫ મી

રાગ મલ્હાર કુંવર ગભારો નજરે દેખતાંજી એ દેશી.

અન્ય દિવશ કોઇ આવીઓરે, પૂરૂષ ગુફા તણે બારરે; કહે દવદંતી પ્રતે એહવુંરે, મેં દીઠો તુજ ભરતારરે; દેખો દવદંતી મહીમા શીળનોરે ॥ એ આંકણી ॥ ૧ ॥ સાંભળી સતી તે સાદનેરે, અચરીજ હુવે તતકાળરે; આપદથી ઠી થઇ સંપદારે, શીળ તણે સુ પસાયરે ॥ દે. ૨ ॥ હુંતો જાઉછું ઉતાવળોરે, મુજ પડખે નહી સાથરે; પણ તુજ પ્રીય અતી ઢુંકડોરે, એમ કહી ગયો ઊંચે સાદરે ॥ દે. ૩ ॥ અમૃત સરીખા શબ્દ સુણી કરીરે, આવી ગુફાને બાહારરે, કીહાં પીઉ દીઠો એમ બોલતીરે, ચાલે તે પૂરૂષને લારરે ॥ દે. ૪ ॥ ચાલી ગયો તે પુરૂષ મીલ્યો નહીરે, દળીદ્ર નરને જેમ નીધાનરે દવદંતી નારી પાછી વળીરે, દુખ કરતી અશમાનરે ॥ દે. ૫ ॥ ગુફા માર મારગ ભુલી ગઇરે, ભુલી પડી વન માંહાંયરે, દવદંતી મન વીલખી થઇરે, ચીંતવે ચીત નીર ઉછાહરે ॥ ૬ ॥ અહો હજી દુખ પોતે ઘણોરે, પગ પગ પડે મુજ દુખરે; પંથી પુરૂષ તે પણ કીહાં ગયોરે; કીહા ગઈ ગેરી ગુફા કુ જરે ॥ દે. ૭ ॥ કહો કીહાં જાઉં હવે કીમ કરૂંરે, હું પડી અટવી માઝારરે; મરણ હવેતો મુને ભલોરે, દુખ માંહો જીવ્યાનું નહી સારરે ॥ દે. ૮ ॥ દવદન્તી યાકુળ આકુળ થઇરે, આહટ દોહટ કરતી ચીતરે, આઘા પાછી વન

માં ફરેરે, કરમને દીએ દોશ નીતરે ॥ દે. ૯ ॥ દીઠી દવ દંતીને એક રાક્ષસેરે, કહે તુજને ખાઇશ આજરે; મુજને ભખ લાધ્યું ભુખે તાહરેરે; આજ સરયાં મારાં કાજરે ॥ દે. ૧૦ ॥ ભય ભરાંત થઇ દેખી કડીરે, દવદંતી બોલી એહ વી વાંણરે. નાગથી અનેરા નવી ચીતવ્યારે; જોં મેં સ્વપના માંહીરે, વળીઅ કુદષ્ટે નવી દેખ્યાઓરે; આ ભવ માંહી કોઇરે ॥દે.૧૧॥ દેવ અનેરા મનમેં નવી ચીતવ્યારે; અરી-હંત વિણ વળી કોઇરે, જો મુજ સાચા સદ ગુરૂ સાધુજીરે; જોમુજ દઢજીનધર્મ હોયરે,તો મુજ સંકટ ગીટજો સરવથારે ભાંજો રાક્ષસનો ભરમર ॥ દે ૧૨ ॥ એહ વયન સુણી રાક્ષસોરે; નીસ તેજ થઇ આવ્યો પાસરે; ચરણ કમળ પ્ર ણમી કડીરે, સતીય વચન સુ પ્રભાવરે ॥ દે. ૧૩ ॥ તી હાંથી દવદંતી ચાલી આગળેરે, તરસી થઇ છુટે પ્રાણરે; દીઠી નદી પણ પાણી નહીંરે; કરમ કરે તે પ્રમાણરે ॥ દે ૧૪ ॥ બોલી દવદંતી ઉંચે સાદ શુંરે, જો મુજ સમકીત ભાગ અતી શુધરે, પ્રગટ હોજો પાણી એણે સમેરે; પીતાં જાણે મીઠું દુધરે ॥ દે. ૧૫ ॥ પગની પાની પછાડી ધ-રનીએર, પાંણીનો નિસરયો પ્રવાહરે; પૂર પાણીનાં ક એ ચહડયારે; નદી ચલી બીજી માંહરે ॥ દે. ૧૬ ॥ દવદંતી પાણી પીધુ નીરમલુરે, વળી કીધું સ્નાન ઉછાહરે આગ ળ ચાલતી થાકી થકીરે, બેઠી વૃક્ષની છાહરે ॥ દે. ૧૭ ॥ પેખી બોલાવી પંથી જનેરે, કીમ સુંદરી વડ હેઠરે, કુણ

કાંઇ વન દેવતારે, રેપવંતી અદ્ભુત દરટરે ॥ દે. ૧૮ ॥ દવદંતી કહે પંથ વાહુંનેરે, હું નહી દેવા કેનું નારરે વ ણીક પુત્રી હુ ભરતાર સ્વરે, નીસરી પીહર પદ્યારહો ॥ દે. ॥ ૧૯ ॥ સુતી મુકી ગયા મુજ નાહાલારે, એકલી એ ણે વન માંહરે; તાપસપૂર પોહોચતી કરેરે; તો જાણું બંધ વ સમાનરે ॥ દે. ॥ ૨૦ ॥ તે બોલ્યો સુરજ જીહાં આથ મેરે, તીહાં જાણસ તાપસપુર મારગરે; હું જાઉંછુ ઊતાવળો રે, માહારે આવવાનો નહી લાગરે ॥ દે. ॥ ૨૧ ॥ અમેસા થ મુકીં ઇહાં આવીઆરે, પાણી લેવા ભણી એથરે; કહેતાં મુકુ તુજને ઠામનારે; કાંઇક વસ્તી હોવે જેયરે ॥ દે. ॥ ૨૨ ॥ તેસાથે ગઇ તેના સાથમાંરે; ધન દેવ સારથ વાહ ; તી મહીજ કહી વાત આપણીરે; ધન દેવે દીધો ધીરજ તાસ રે ॥ દે. ॥ ૨૩ ॥ તુ મુજ પૂત્રી ચીંતા મત કરેરે; એમ કહી ભોજન દીધરે; રૂડો બેસાડી રથ આપણેરે, પાહોની અચ ળપૂર કીધરે ॥ દે. ॥ ૨૩ ॥ પાંચમી ઢાળ પૂરી થઇરે પૂરો થયો ચોથો ખંડરે; સમયસુંદર કહે એણે સતીરે, દવ દંતી પાલ્યુ સીળ અખંડરે ॥ દે. ॥ ૨૫ ॥

ચોથોખંડ સમાપ્ત

---

## દુહા.

લોકા લોકના ભાસ્કરં, કેવળ અજ્ઞાન અપાર; પણ હું

પ્રણમી સત્યથા, મોહોટા સુતબ્ય વહાર ॥ ૧ ॥ હવે બોલુ ખંડ પાંચમો, જીહાં નહી દુખ લગાર; નગર અચળ પૂર વારણી, પેઠી વાવ્ય મોઝાર ॥ ૨ ॥ સ્નાન કરી પાણી પી ધુ, શીતળ કીધું શરીર; તાવડ બાહીર આવીને, ચતુર સુકાવ્યું ચીંર ॥ ૩ ॥ નીરખે નગરી ચહુ દીશે, શું કરૂં ચીંતે ચીત; અપછરા જાણે અવતરી, ગગંન થકી સુપવીત્ર ॥ ૪ ॥ એણે અવસર તેણે પૂરે, રાજા રીતુ પર્ણ; ચંદ્ર જસા રાણી ચતુર, જાયા કંચન વર્ણ ॥ ૫ ॥ રાણીની દાસી તીહાં, આવી નીર નીમીત, દવદંતી રૂપ દેખીને વીશમય પામી હીત ॥ ૬ ॥ વાત કહી રાણી ભણી, રાણીએ મુકી તેહ, તેડી લાવો તેહને; સતોષો સસનેહ ॥ ૭ ॥ દાશી આવી એમ કહે, હે સુંદરી તું આવ્ય; તેડે રાણી તુજને, મન વંછીત સુખ જાય ॥ ૮ ॥ વિનય વચન એમ સાંભળી; પામી આણંદપુર, દાશી સાથે ગઇ સતી, રાણી તેહ હજુર ॥ ૯ ॥ માશી સગપણ માને નહી, તોપણ પ્રણમ્યા પાય; રાણી પણ શાથે મીલી, મીઠાં વચન બોલાય ॥ ૧૦ ॥ બાળ પણે દીઠી હતી, પણ તે નાવી ચીત; તોપણ ચંદ્રજસા ઘેરે પૂત્રીની પેરે પ્રીત ॥૧૧॥ હે વછ તું તો માહરે, ચંદ્રવતીને ઠામ આવી પીતી વીલસતી, સુખ ભોગવે અભીરામ ॥ ૧૨ ॥ પણ હવે કહે તું કોણ છે, રાણી પૂછે એમ; દવદંતી તોમહોજ કહે સાર્થવાહને જેમ ॥ ૧૩ ॥

# ઢાળ ૧લી

કેતકી જાયના ફુલ મંગાવો એ દેશી.

ચંદ્રજસા રાણી રાજાની, મંડાવે દાનશાળાજી; દીન દુ-ખીયાને તું ઉધરજે, જાણે જીમ બાપ ગોપાળાજી ॥ ૧ ॥ દવદંતી તીહાં દાનજ આપે, ॥ એ આંકણી ॥ અનુ કં-પા આણી દવદંતી કરે પર નર ઉપગારોજી, પાળે શીળ સદાએ નીરમળ, નામ લેતાં નીસ્તારોજી ॥ દ૦ ૨ ॥ દવ-દંતી રાણીને વીનવે, એસુ શતુકારોજી; એડા દાન દેઉ કીમ હી, કબહી લહું ભરતારોજી ॥ દ૦ ૩ ॥ દવદંતી આદેશ લેઇ ગઇ, દાએ બેઠી તીહાં દાનોજી; પંથી લોક તીહાં બહુ આવે, વરસે મેહ સમાનોજી ॥ દ૦ ૪ ॥ દવદંતી દેખે તીહાં એકદા, આગળ જાતો ચોરજી, પાછે બાંહે કાંઢો બાંધ્યો, સબળ કોલાહલ સારજી ॥ દ૦ ૫ ॥ કોટવાળ લઇ જાય મારવા, બોલે એહવા બોલજી; જેહ જેહવું કરે તેહવું, પુંઠે વાજે ઢોલજી ॥ દ૦ ૬ ॥ દવદંતી દેખી ક-તસકર, રાખ્ય રાખ્ય મુજ માતજી; દવદંતી પુછે કોટવા-ળને, શો અન્યાય એણે કીધોજી ॥ દ૦ ૭ ॥ કહે કોટવાળ અન્યાય છે મોહોટો, રાજા કોપો પ્રચંડોજી, ચંદ્રવતી રા-જયપુત્રી તણો એણે, ચોરચો રત્ન કરંડોજી ॥ દ૦ ૮ ॥ દવદંતીને કરૂણા ઉપની; કહે તે છોડ કોટવાળજી; હું ઉત ર દેઇશ રાજાને, માનો હમારી વાતજી ॥ દ૦ ૯ ॥ કોટ

વાળ પણ તેહને નવી છોડે; પણ સીળ પ્રભાવે ત્રટકયોજી; સતીએ ચુલુ ભરીને છાંટયુ' તુરત બ'ધન છુટયા ત્રટકોજી ॥ દ૦ ૧૦ ॥ કોલાહલ તે થયો નગરમાં અચરીજ લોકને ઉપન્યોજી, વાત સુણીને રાય આવીયો, બોલે સહુ ધન ધનોજી ॥ દ૦ ૧૧ ॥ દેખી તમાસો અચરીજ 'પાયો, રાજા કહે દવદ'તીજી; જો મુકાવીશ તુ એહને, તો હોશે અન્યાયોજી ॥ દ૦ ૧૧ ॥ દવદ'તી કહે તાતજી, જો મ' દીઠો ચોરજી; તે મરશેતો દયા મુજ કીસી, હીયુ ન વજર કઠોરજી ॥ ૧૨ દ૦ ॥ તસ આગ્રહે ચોરને મુકયો, રાજા ચતુર સુજાણજી; મોહોટા તેપણ માને રાજવી, સતીય વચન પ્રમાણજી ॥ દ૦ ૧૩ ॥ દવદ'તીના પાએ નમીને, ચોર કહે તવ એમજી; નવો જનમ આજ તુમે મુજ દીધો, તું હવે મોરી માતજી ॥ દ૦ ૧૪ ॥ એમ કહીને તે ચોર ગયો ઘેર, હઇડે હરખ અપારજી; સદા સતીને ચરણે નમતો, સમર'તો ઉપગારજી ॥ દ૦ ૧૫ ॥ અન્ય દિવશ દવદ'તી પૂછે કહે ચોર સાચી વાતજી; તે કહે સારથવાહ વસંતનો, તાપસ પૂરનો ભૂપજી ॥ દ૦ ૧૬ ॥ પીગળ નામે દાસ હું તેહનો, મ' દીધો ઘર ખાત્રજી; રત્ન માત્ર લેઇને નાઠો, કીધી વાત કુપાત્રજી ॥ દ૦ ૧૭ ॥ વાટે મૂને ચોરે લુટીયો, ચોર વીચ પડયો મોરોજી; ઇહાં આવી રાજ ચાકરહું, હું થયો હરામ ખોરોજી ॥ દ૦ ૧૮ ॥ સુનો ઘર દેખીને મલીયો, રત્ન કર'ડીઓ એકજી; કાખ માંહી મારી નીસરીયો, દીઠા

રાજાએ તેહોજી ॥ દ૦ ૨૦ ॥ રાજે ચોર કરીને પકડયો, દે ખી અંગીત આકારોજી ॥ દ૦ ૨૧ ॥ મુજને રાજે મારણ માંડયો તુમે કીધો ઉપગારજી; તેં માતા રાખ્યો મુજ મરતો દીધો જીવતદાનજી ॥ દ૦ ૨૨ ॥ કોમહી આશીગ થાઉ નાંહી, તું ગુરૂ દેવ સમાનજી; તુજ ગુણ કદીય નહી હું વિસરૂ આ ભવ પરભવ શીમજી ॥ દ૦ ૨૩ ॥ પંચમા ખંડ તણી પૂરી થઇ, પેહેલી ઢાળ પ્રધાનજી; સમય સુંદ: પર ઉપગારી, વાધી વસુધા માંહેજી ॥ દ૦ ૨૪ ॥

# દુહા

વળી કહે તાપસ પૂર થકી, પદીતુ નીસરી દોડ; તે દીન થી સારથ પતી, પામ્યો દુખ નીકોડ ॥ ૧ ॥ ભોજન પાન તજી દીયાં, ઊઘ ન આવે ચીત; યસોભદ્ર ગુરૂ પુઝવ્યો, દેઇ ઉપદેશ પવીત્ર ॥ ૨ ॥ રાત દિવશ તુરી જામીઆ, સારથવા ઉલાસ; મણી માણીક લઇ ભેટણું પેહોતો કુઅર પાસ ॥ ૩ ॥ કુઅર દેખી ભેટણું, સંતોખાણો તુરત; તાપસ પુર રાજા કીયો; દીધાં ચામર છત્ર ॥ ૪ ॥ શ્રીવસંતસીખ ર ઇસ્યુ, દીધુ નામ પ્રધાન; સમુહંતા સંપેડાયો વાધ્યો સ બળો વાન ॥ ૫ ॥ તે સંપ્રતી રાજા તીહાં, પાળે રાજ્ય પડુરે, તે મહીમા સહુ તાહરો; પ્રગટયો પૂન્ય અંકુર ॥ ૬॥ દવદંતી કહે વછ તું; લીએ દીક્ષા સુખ કાર, પાપ કર્મથી છુટતો, આપણ પૂનીસ્તારજી॥ ૮ ॥ દવદંતી હવે એકદા પ-

ડી લાભ્યા મુની દોય, અહાર પાણી દેઇ સુજતો નહી દુ
ખાણ તીહાં કોઇ ॥ ૯ ॥ દવદંતી કહે યોગ્યતા જો પીગળ
ને હોય, તો દીક્ષા દીયો એહને, જીમ ભવ સફળો હોય,
॥ ૧૦ ॥ કહે મુનીવર તે યોગ્ય છે, એમ કહી દીધી દીખ
મુની સાથે વિચરયો તરત, સુધી પાળે સીખ ॥ ૧૧ ॥
દવદંતી હવે તીહાં રહે, શમરે શ્રી જીન ધર્મ, પણતે પોતે
કુણ છે, નવી જાણે કોઇ મર્મ ॥ ૧૨ ॥

# ઢાળ ૩ જી

હાથીયાને હલકે આવે માહારી પ્રાહુણી એ દેશી.

હરી મંત્રી બાંભણ આયો એકદારે, કુંડન પૂરથી એ
જી ભુપ દેખીને ચંદ્ર જસા કહેરે, ગયો મન ધરી વીવેક
॥ ૧ ॥ નળ દવદંતી ચીંતા અતી ઘણીરે, નીસરીયાં વન
વાસી; ખબર નહી અમને તેહ તણીરે, નીપટ થયાં નીરા
સ ॥ ૨ ॥ બાભણ બોલે બે કર જોડીનેરે, સહુને કુશળ
છે એમ, પણ નળ રાજા દવદંતી તણીરે, ચીંતા છે સુ
ણો જેમ ॥ ૩ ॥ કહે રાણી સંભરમસ્યુંવીપ્રનેરે; કહ્યુ તે
તેહ પ્રકાર, હ રી મીત્રી બોલ્યો હજી સાંભળોરે; નળ રા-
જા વૃતાંત વિચાર ॥ ૪ ॥ નળ રમ્યો કુબર સાથે જુવટેરે
હારયો સઘળો દેશ, દવદંતી છોડી વનમાં કીહાં ગયોરે, ખ
બર નહી લવલેશ ॥ ૫ ॥ એ વાત સાંભળી સ્વામી હમ
તણોરે, ભીમ અને પુસ્પવતીજ, મુરછા પામી ધરણી ઢળ્યાં

રે વાર વાર વીલપંત ॥ ૬ ॥ બેઠીને જમાઇતો ફુરે ઘણા રે; શું કીધું કીરતાર; મુજને મૂકયો તે જોવા ભણીરે, વરપૂર નગર મોઝાર ॥ ૭ ॥ અનુક્રમે જોતાં હું ઇહાં આવીયો રે, પણ ન સુણી કીહાં ભાળ, ફોકટ ફેરા મુજને થયોરે, મનમાં દુખ ન ંમાત ॥ ૮ ॥ ચંદ્ર જસા પણ એ વચન સુંણીરે, રોઇ કરે ઉદાશ; નળ નીંદે ફીટ ફીટ તેં એ શું કરયુંરે, દવદંતી ગુણવંત ॥ ૯ ॥ વાત કહીને બાંભણ ઉઠીઓરે, ભુખ્યો તરસ્યો નીઠ; ગયો દાનશાળાએ ભોજનવંછવારે, તીહાં દવદંતીને દીઠ ॥ ૧૦ ॥ ચંદ્રજસાને દીધી વધામણીરે, પ્રગટયો સઅપણ પ્રેમ; રાંણી તીહાં આવીને હરખીમળીરે, કહેવા લાગી એમ ॥ ૧૧ ॥ હું બલીહારી જાવું તાહરીરે, મુજને પડો ધીકાર; એટલા દીવશ મે તું નહી ઓળખીરે, મુજ અપરાધ અપાર ॥ ૧૨ ॥ તે પણ મુજને કાંઇ જણંવ્યુ નહીરે, માસી માસા નેસોય; કહે હવે તુજને નળ છોડી ગયોરે, કે તે છોડયો સોય ॥ ૧૩ ॥ કહે તાહારો તીલક સુરજ સારીઓરે; દવદંતી સુ વીલાસ; ભાલ ઉપર હાથ ફેરવીઓરે, પ્રગટયો તેજ પ્રકાસ ॥ ૧૪ ॥ રાંણીએ આંણી ઘેરે આપણેરે, કરાવે તીહાં વળી સ્નાંન. ભાણેજી સંતોખી આમણ ભામણેરે, સખરો વેશ પેહેરાય ॥ ૧૫ ॥ દવદંતીને રાણી લઇ ગઇરે, રંગશું રાજા પાસ રાજા પુછે વાત પાછલીરે, કીમ થયો રાજ્યનો નાશ ॥૧૬॥ કહે દવદંતી વાત અપો મુએરે, જુવટે હારયો દેશ, સાંભ-

જી રાજા દીએ આસાશનારે, મકરે દુખ લવલેશ ॥ ૧૭ ॥ એણે અવસર શુરજ આથમ્યોરે સભા માંહી ઉદચોત, દેખી પૂછે રાજા અજવાળો કીમ્યોરે, દીપક વિણ એ તેજ ॥ ૧૮ ॥ રાણી કહે એ દવદંતી તણોરે, તીલક કરે પ્રકાશ રાજા ઢાંકે તીલકને હાથશુંરે; એ સતી શીળ સુવાસ ॥૧૯॥ ઢાળ બીજી પાંચમા ખંડનીરે, દવદંતીનાં ગયા દુખ, સમયસુંદર કહે સતી શીળથીરે, પામીજે શીવ સુખ ॥૨૦॥

# દુહા

એણે અવસર એક દેવતા, આવ્યો સભા મોઝારે; દવદંતીના પાય નમી; વીનવે વારંવાર ॥ ૧ ॥ હે દેવી હું ચોર જે, પીગળ નામ પ્રસિધ; મારંતો મુકાવીયો, અભય દાન તે દીધ ॥ ૨ ॥ તે પ્રતી બોધ દેવરાવીઓ, સુધો સજમ ભાર; તે પાળંતો આવીયો તાપસ નગર મોઝાર ॥ ૩ ॥ સમશાંને કાઉશગ રહ્યો, રાતે રૂડે ચીત, ચીતા આગળ બળતી થકી, આવી મહારી પાસ ॥ ૪ ॥ સાહાશીક તેણે મેં સહયો, અગની તણો ઉપસ્વર્ગ; કરી અંગુસણ આરાધના; પોહોતયો પેહેલે સ્વર્ગ ॥ ૫ ॥ તેહ હું છું દેવતા; આવ્યો તાહારી પાસ; કતો બોધયો હું તો નહી; તો હું નરકે જાત ॥ ૬ ॥ સહુ પ્રસાદ એ તાહરો, ચીરંજીવી તું ધન એમ કહી વરસ્ટી કરે તીહાં, સાત કોડી સોવન ॥ ૭ ॥ જીન ધર્મનાં પ્રતક્ષ ફળ, દેખી હરખ્યો રાય જૈન ધર્મ અંગી કરયો, દુખ હરણ સુખ દાય ॥ ૮ ॥

એક દીન અવસર દેખીને, આવ્યો હરી મીત્ર વિપ્ર; દવદંતી પીયર ભણી, રાજા સંપેડો સીપ્ર ॥ ૯ ॥ ભીમરાય એહનો પીતા, પુસ્પવતી વળી માય; દવદંતી વીરહે કરી, દુખ ધ રે દીન રાત ॥ ૧૦ ॥ લેઇ અનુમતી રાજન તણી, સાથે સેન પરીવાર; દવદંતીને રૂડી પેરે; રાજા કરે વીદાય ॥ ૧૧ ॥ આગળ અટવી કાપતાં, દીન થોડે સુખકાર; કુડનપુરને પરી સરે, આવ્યા જાય નીરધાર ॥ ૧૨ ॥ આગે દીધી વધામ ણી, સામો આવ્યો રાય; દવદંતી દેખી કરી, હઅડે હરખ નમાય ॥ ૧૩ ॥ પૂત્રી મુખ દેખી કરી, પામ્યો પરમાણ દ હરખનાં આંસુ આવીયાં, ખુસી થયાં સહુ જન ॥ ૧૪ ॥ મા દેખી વળગી પડી, રોવે ઉચ્ચે સાદ; વાહાલેહો મળીયાં વીછડયાં તેતો ધર્મ પ્રસાદ ॥ ૧૫ ॥ આડંબર અધીકે ક રી, આંણે આપણે ગેહ; લોક સહુકો હરખીયુ, કુટંબ મી લ્યુ સસનેહ ॥ ૧૬ ॥ અડાઇ મોહછવ કીયો, પૂજા સ તર પ્રકાર; સાંધુ ભકતી રાજા કરે; વરત્યો જય જયકાર ॥ ૧૭ ॥ દવદંતીને એકદા, પૂછે રાજા વાત; દવદંતીએ સઘળી કહી વીરહ વીજોગની વાત ॥ ૧૮ ॥ બાપ મીઠે વચને કરી અ તી ઘણી દે આસીસ; ધર્મ કરય ઇહાં બેઠી થકી, પૂજે શ્રી જગદીસ ॥ ૧૯ ॥ તાહરા પુન્ય પ્રભાવથી, કુડનપૂર મોઝા ર; જીહાં તીહાંથી આવસે, મીલસે તુજ ભરતાર ॥ ૨૦ ॥ હરી મીત્રને વધામણી, દીધાં પાંચસેં ગામ; આધો રાજ દેઇશ વળી, નળ આવસે જામ ॥ ૨૧ ॥ અન્ય દિવશ

દધી વર્ણુનો, આવ્યો દોડી દુત; ભીમ રાય આગે કહે; પરદેશી વાત પ્રભુત ॥ ૨૨ ॥ અમ પાસે આવ્યોજ છે નળ નો એક સુઆર, સુર્યપાક રસવતી કરે; કહે નળનો ઉપગાર ॥ ૨૩ ॥ વાત એહની સાંભળી કરી; ભીમ વિનવીયો ભુપ; નળ વિણુ કોઇ જાણે નહી. તે નળ ગોપવી રૂપ ॥૨૪॥ ભીમ રાયે મને મુકીયો, નળની ખબર નીમીત. એહવો તું જને દેખીને ચીતા ઉપની ચીત ॥ ૨૫ ॥ દવદંતીને ઉર ની, કાચી મરકતની ભરાંત કીહાં એ નળ કીહાં કુબડો, કીહાં નળ રૂપની કાંત ॥ ૨૬ ॥ કીહાં સરશવ કીહાં સુર ગીરી, કહાં ખજુવો કીહા સુર, તોપણ હું પરીક્ષા કરૂં; સાંસો ભાજે હજુરે ॥ ૨૭ ॥ એમ ચીતવી કહ્યા શ્લોક બે, મેં નળની નિંદ્યા કીધ, તણે દવદંતીની કથા, પુછી મે કહી દીધ ॥ ૨૮ ॥ કલ્યાણ હોજો તુજ કુબડા; હું જાઇશ નીજ ગામ; જિમ તે સહુને એમ કહે; દવદંતીને આમ ॥ ૨૯ ॥ દવદંતી વાત સાંભળી, પ્રગટ્યો દુખને પ્રેમ- આંખે આંસુ લુઇને, પુછે કુશળ એમ ॥ ૩૦ ॥ કુબજ કહે વળી વીપ્ર તું; પુજ્ય પૂરૂષ પુન્ય વંત; દવદંતી કથા તે કહી સુણતાં લાભ અનંત ॥ ૩૧ ॥ આવ્ય વિપ્ર ઘેર માહરે; ભગતી જુગતી કરૂ તુજ, એમ કહી વિપ્ર આણો ઘરે; જાણે ધન દીન મુજ ॥ ૩૨ ॥ સખર સુર્યપાક રસવતી, જમાડયો ભરપુર, લાખ ટકા દેઇ રોકડા, આભરણ અધીક સનુર ॥ ૩૩ ॥ સંતોખી આપેડીયો, વીપ્રને દી-

દ્યો સીખ. આવ્યો વીપ્ર ઉતાવળો, ભરતો મોહોટી ચીપ ॥ ૩૪ ॥ દવદંતી ભીમરાયને; કુબજનો કહયો રૂપ, લાખ ટકા આભરણ ભલા, દેખાડયા તે અનુપ ॥ ૩૫ ॥ સુસમાપૂરમાં મેં સુણી, ગજ ઝાલણ બકસીસ, કુબજ કળા સઘળી કહી; વિપ્રે વીસવા વીસ ॥ ૩૬ ॥ દવદંતી તે સુણી કરી મનમાં કરે વિચાર, કીમ કરી મળશું કુબજને મળવું તે નીરધાર ॥ ૩૭ ॥ દવદંતી કહે બાપને, તુમ જ માઇ તેહ; રૂપ કીયો તે કુબડો, કારણ કોઇક એહ ॥ ૩૮ સુર્યપાક રસવતી કળા, નહી ત્રણ ભૂવન મોઝાર; તુમ પુત્રીના વર વિના, વાત છે એ નીરધાર ॥ ૩૯ ॥ જિમ તિમ કરી આણો ઇહાં, કુબજ કળાનો જાણ; અંગ આકારે હું લહુ, પૂછે કો સહી નાણ ॥ ૪૦ ॥ એમ સુણી રાજા કહે; યુકતી કરીએ એક, તેથી સહુ આવે ઇહાં; મળશે લોક અનેક ॥ ૪૧ ॥ સુણ પુત્રી રાજા કહે, એક વાત તું મુજ; સવરા મંડપ મંડાવીએ, એહ વાતની ગુજ ॥ ૪૨ દધી વર્ણ બોલાવશું; તે પણ આવશે સાથ; પરઘર જાવે કુણ સહી, આપણી રાખો આથ ॥ ૪૩ ॥ કહીશું મહુરત ઢુંકડું; રાજા કરશે ખેદ; કુબજ તુરંગમ જોડાવશે લહીશું તસ મન ભેદ ॥ ૪૪ ॥ એમ આલોચી ભીમ ભુપ, મુકયો દુત તુરત, શ્રી દધીવરણ રાજા ભણી; તેડન કાજ નીમીત ॥ ૪૫ ॥ તેહ દુત સુસમાપુરે; પોહોત્યો દધી વર્ણ પાસ; દીઠો બેઠો કુબડો, એક કરી અરદાસ ॥ ૪૬ ॥ ભીમ નરે

શારે ઇમ ભણે, રાય પધારો તેથ; સવરા મંડપ માંડીઓ દવદંતીને હેત ॥ ૪૭ ॥ નળ દસોટે નીસરયો; વગતી કાંઇ નહી વાત; મૂઓ ગયો આવ્યો નહી, કુમઝી કેમ રહાય ॥ ૪૮ ॥ ચઇત્ર સુદી પુનમ દીને, પ્રે ઉગમતે સુરે; સવરા મંડપ માંડીયો, પણ કુડનાૂર છે દુર ॥ ૪૯ ॥

# ઢાળ ૩ જી

## દેશી ચોપાઇની

એમ કહી દુતને પાછો ગયો, કુબજ સુણી ચીંતાતુર થયો; એક એ મોહોટો અચરીજ એહ, દવદંતી કીમ દીજે છેહ ॥ ૧ ॥ દવદંતી જાણે ભરતાર, કીમ કરે રૂડચો કીરતાર; એહ કામ એહવું નવ કરે, દાહચા માંણસ પણ પાંતરે ॥ ૨ ॥ જોઉ દવદંતીને કુણ વરે; મુજ બેઠાં એહવું કુણ કરે. મેર ચળે ધરણી ઢળ જાય; એહ અકારજ કીમહી ન થાય ॥ ૩ ॥ કપણ પૂરૂષ તે જીવતે કેમ, આપણું ધન આપે ધરી પ્રેમ; મુજ સરીખા પાસે જેહની કીસી વિમાસણ છે તેહની ॥ ૪ ॥ કુબજ કહે રાજેસ્વર કેમ, ચીંતાતુર દીસો તુમે એમ; મુજ સરીખા પાસે જેહને કીસી વિમાસણ છે તેહને ॥ ૫ ॥ છ પોહોર લગન આડા છે હજી, ઘોડા વેહેલ તું દે મુજ સજી, જો છે દવદંતીની ચાહ, તો પોચાડું છ પોહોર માંહ ॥૬ ॥ દધીવર્ણ રાજા હરખીત હુવો દીધો રથ ઘોડા સુનાજુઓ, કુબજે ઘોડા રથ

જોતરેયા; જાતીલાને લક્ષણ ભરયા ॥ ૭ ॥ રથ ઉપર બે-
ઠા રાજાન. છત્ર ધરે પુંઠે પ્રધાન; ચામર ધરે પૂરૂષ વળી
દોય, છડીદાર પાસે પણ હોય ॥ ૮ ॥ રથ બેઠુ બેઠો કુ-
બડો, કહે રાજા કુબડ રથ ખડો; બે જણ બેઠા રથ ઉપરે,
ઉતાવળ કીધી ઉપરે ॥ ૯ ॥ બાગ કરંડ કેડે બાંધીયો, કુ-
બજે ચતુર તુરંગ સાંધીઓ; વાયુ વેગ જિમ ઉડયા જાય
રાજાને મન અચરીજ થાય ॥ ૧૦ ॥ એહ અદભુત એહ
ની કળા; બહુરતન બોલીજે અવલા, તપ જપ જ્ઞાન અને
વિજ્ઞાન, અચરીજ કીશો કરીજે દાન ॥ ૧૧ ॥ વાયો વાય
મારગમાં ઘણો, પૂડે પડયો રથથી ઓઢણો, રાય કહે કુબડ
રથ રાખ્ય, લેઉ વસ્ત્ર પડયો કીહાં જાય ॥ ૧૨ ॥ હશીને
બોલ્યો તે કુબડો વસ્ત્ર તણો અંતર થયો ઘણો, પચવીસ
જોજન ઓલંઘીઓ, તે હવે વસ્ત્ર ન જાએ લીયો ॥ ૧૩
ઉતમ અશ્વતો એતી વેલ, પચાસ જોજન ઓલંપે ઠેલ;
એ મધ્યમ ઘોડા તાહરા, માંન વચન રાજા માહરા ॥૧૪॥
અક્ષ વૃક્ષ ફળો ફલીયો, કુબજ પ્રતે રાજા બોલીઓ; ગણ્યા
વિના ફળ માજન કહું, પણ અસુર થાએ કીમ રહું ॥ ૧૫॥
અસુરે કીસ્યુ જો હું સારથી, કહે ફળ કેટલાં ચીંતા નથી;
કહે રાજા ફળ સહેસ અઢાર, કુબજ વૃક્ષને દીઓ પ્રહાર ॥
૧૬ ॥ દડ દડ સહુ ફળ ખરીને પડ્યાં; જાણે વાએ જળ
કણ જડયાં, કુબજે ગણ્યાં થયાં તેટલાં; રાય કહે હુવાં તેટ
લાં ॥ ૧૭ ॥ ચમતકાર પામ્યો કુબડો, અહો જાણ રાજા

એહ વડો; તુરંગની વિદ્યા રાજાને દીધ, કુબજે ગણીતની વિદ્યા લીધ ॥ ૧૮ ॥ અરૂણ સારથી રથ આણીઓ, ઉદીયાચળ ઉપર જાણીયો, કુબજે કુંડનપુરની પાસ રથ આણાયો તે દીસે ખાસ ॥ ૧૯ ॥ પાંચમા ખંડની ત્રીજી ઢાળ પુરી થઇ ચુડો જંગળ, રામચસુંદર કહે સાંભળો, દવદંતી મીલણ મામલો ॥ ૨૦ ॥

# દુહા

દવદંતી સુતી સુપન, દીઠા તેણેહીજ રાત; ભીમ રાય પાસે ગઇ, ઉઠીને પરભાત ॥ ૧ ॥ સુપન લહ્યુ મેં તાતજી; નીવરતી નામે દેવ, મુજ મન મુકી કોસલા, વન માંહી આણેવ ॥ ૨ ॥ આંબા ઉપર હું ચડડી, તેણે લાગ્યાં ફળ ફુલ; દીધું નીવૃતી દેવતા. મુજ કરી કમળ અમુલ ॥ ૩ ॥ તે ઉપર પંખી હતો, તે નીચો પડયો કુહી; અકસમાત ઉતાવળો, જાણે ઊધે મુહ ॥ ૪ ॥ રા। કહે સુપના તણો સુણ પરમારથ એહ; ભાગ્ય દીશા જે તાહરી, નીવૃતી દેવા તેહ ॥ ૫ ॥ કોસલા વન દેવતા, વનનો દરસ નહોય; આંબે ચહડીને આણીયો, પેહનો સંગમ જોય ॥ ૬ ॥ કમળ તે દીઠો દેવતા, તે તું રાજ્ય પ્રમાણ; રાજ્ય ભસ્ટ કુબેર થશે, પંખી પડયો તે જાણ ॥ ૭ ॥ એહવે આવી દુતતે. વધામણી તીહાં દીધ; દધીવર્ણ રાજા આવીયો કુબજ સાથે લીધ ॥ ૮ ॥ ભીમ ભુપ સામો ગયો, દોડી મન

ઊછાહ; કુશળ એમ છી કરી; પ્રશ્ન તે પુછે ત્યાંહાં ॥ ૯ સુપંપાક રસવતી કળા, વરતે કુબજ સુઆર; મુજને કૌતુક અતી ઘણું; દેખાડો દેદાર ॥ ૧૦ ॥ કુબજે કીધી રસવતી; પામી ભુપ આદેશ; ભીમ ભુપ જમાડીયા; હરખીત હુવો નરેસ ॥ ૧૧ ॥ દવદંતીને તેડીને, વાત સુણાવે એહ; ભાખી અંજ એ કુબડો, પણ એ નળની સંદેહ ॥૧૨

# ઢાળ ૪થી

અતી રંગ ભીનો એ દેશી.

મુજને વાત કહી છે નાણી. એ લિખીત વિદ્યા કરી માની; હાંરે રંગીલીયાં; નળ દવદંતી બેહુ મળીયાં ॥ એ આં કણી ॥ ૧ ॥ નળ વિણ રસવતી કોઈ ન જાણે, મુજને તે નળ એહ પીછાણે; એક છે વળી બીજો પરપંચ; તેથી કરી કરશે રોમંચ ॥ રં૦ ૨ ॥ દધીવર્ણ રાજાને તેડી કુબડો તે પણ આવ કરા; ભીમરાય ભકિત કરી સંતોખે સહુને પંચામૃત શું પોખે ॥ રં૦ ૩ ॥ ભીમરાય કહે કુબજને નાળતું: કુબજ કહે રાજાને વળતું; અહો અહો કુણ ભરમ તે આણો; તેતો ડાચો નીહરો જાણો ॥ રં૦ ૪ ॥ કીહાં તે નળ કંદર્પ રૂપ, કીહાં હું કાળો અંજન રૂપ; કહે દવદંતી નાત એ કરશે; કુબડો જતનો આગળ ફીરશે ॥ રં૦ ૫ ॥ કુબડો હુકમ લઈને રહેશે; કુમરી હખપુ હાથશું કરશે; તનખીણ રોમ રાય તનુ વીહશે; દવદંતીની છાતી

ઉલસે ॥ ૨૦ ૬ ॥ કહે દવદંતી પેટ તું જાણ્યો; હાથ ઝા લીને કુબડો તાણ્યો; કહે પેટ તુમને હું નહી છોડું; તુજશું જોર કરી પ્રીતજોડું ॥ ૨૦ ૭ ॥ હવે તું છોડ કુબજ પા ખંડ; આપણો રૂપ પ્રકાસો પ્રચંડઃ પેટડા મેં તુજને ઓ ળખ્યો; મેં તુંને લાધ્યો કરમ લીખ્યો ॥ ૨૦ ૮ ॥ પ્રીય એણીપરે પ્રેમ વચન ભીનીયો; આપણો દુખ દેખી મન લીનો; તેહવે બાલ કરંડ ઉઘેડ, આપણા સાજ્ય કુબજ સવી મેલ્યાં ॥ ૨૦ ૯ ॥ પેહેરચાં વસ્ત્ર દુકુળ સુરંગ, આ ભરણા અતી બહુ મુલ સુચંગ, આપણો મુળ રૂપ પ્રગટ કીધો; દિવ્ય રૂપ રાજા થયો શીધો ॥ ૨૦ ૧૦ ॥ નળને હળી મળી દવદંતી; પ્રીતમ પ્રેમ નજર નીરખંતી; હવે હુ વા આણંદ લીલ વીલાસ, રોમે પ્રગટયો પ્રેમ ઉલ્લાસ ॥ ૨૦ ૧૧ ॥ બાર વરસ લગે જે દુખ સહચાં, તે સહુ વીસરી ગયાં સુખ લહચાં સહુકો લોક તે અચરીજ પામે, આ-ણંદ મંગળ સઘળે ઠામે ॥ ૨૦ ૧૨ ॥ ચોથી ઢાળ એ-ખંડ પાંચમાની; પાઠક સમયસુંદરે મતી માની સુવીહીત ખડતર ગછ દીણંદ; યુગ પ્રધાનતે શ્રી જીનચંદ ॥ ૨૦ ૧૩ ॥ પંડીત સકળચંદ સુશીશ; રોહાડ ગોત્ર સુગુરૂ જગી સ, તસ શીસ્ય સમયસુંદર એમ બોલે; કો નહી સીળ ત-ણી સમતોલે ॥ ૨૦ ૧૩ ॥

ખંડ પાચમો સમાપ્ત

---

# દુહા

હવે છઠો ખંડ પ્રણમસ્યું, છ વરત પાલણહાર; છ જીવ ની રક્ષા કરે, એહવા શ્રી અણગાર ॥ ૧ ॥ જીમ ખટરસ મેલ્યા થકા, જમતાં મીઠા ખાસ, તીમ છ ખંડ મેળી સુણો, આણંદ અધીક ઉલાસ ॥ ૨ ॥ ભીમરાય હરખીત હુવો; દેખીને નળરાય; અદભુત રૂપ છે તેહનો, દીવ્ય રૂપ દેખાય ॥ ૩ ॥ બેસારી શીંહાસને; ભીમરાય કરજોડ મુ- ખ કહે રીધી તાહરી; કનક તણા એ કોડ ॥ ૪ ॥ એ ઘો ડા એ હાથીયા, તુજ આગે એ રાજ્ય; મીલ્યો જમાઇ તું ભલો, સફળ થયો દીન આજ ॥ ૫ ॥ એહ હમારા પ્રાણ પણ કીધા તુજ આયત; તું રાજા અમે વાગીયા દે આદેશ તું નીત્ય ॥ ૬ ॥ દધીવર્ણ પણ આવીયો, સબળ થયો સંગાથ; કરજોડી નળને કહે, શુણ સાહેબ વરતાંત; ॥ ૭ ॥ અમે તુજને નવો ઓળખ્યો; એરના દિવશ શીમ કુબજ રૂપ કરી જાણીઓ, અવીનય કીધો એમ ॥ ૮ ॥ તું સાહીબ શેવક અમે, ખમજો એ અપરાધ, ભલે ભા- ગ્ય તુમને મિલ્યા સકળ પદારથ લીધ, તેણે અવસર ધન દેવતે આવ્યો સારથ વાહ, ભીમ ભુપ ભેટણ ભણી; આ પે મેટ ઉછાહ ॥ ૦૦ ॥ દવદંતી ઉપગાર ગુણ; સમરંતાં સુખ વાસ, આદર બહુ દેવરાવીયું; ભીમ ભુપની પાસ ॥ ૧૧ ॥ તેડાવ્યો સતુવર્ણને; ચંદ્રજસા તેણીવાર, ચંદ્રવતી કુમરી વળી શ્રી વસંત પરીવાર ॥ ૧૨ ॥ દવદંતી તેડાવી

યાં, સુકી દુત રયું લેખ; ભકતી જુગતી કરે અતી ભલી સંતેએ સલીસેખ ॥ ૧૩ ॥ તે પણ તીહાં રેહેતાં થકાં; માને માગ તે દિસ; રાત દિવશ જપતાં રેહે, દવદંતી ગુણ જગીસ ॥ ૧૪ ॥

# ઢાળ ૯મી

કર્મ તણી ગતી સાંભળો એ દેશી.

અન્ય દિવશ એક આવીઓ, દેવતા પરખદા માંહારે; દિવ્ય રૂપ કાંતી મઈ, ધરતો અંગ ઉછાહરે ॥ અ૦ ૧ ॥ દવદંતીને પાએ નમી, બોલે બેકર જોડીરે; દેવચી નારી આપણી, કીધો પર ઉપગારરે ॥ અ૦ ૨ ॥ તાપસને પ્રતી બોધીયો, તેં દીધો ઉપદેશરે; સમકીત રત્ન ઉતમ દીયો; ભાગી મીથાત ભમરે ॥ અ૦ ૩ ॥ અનુક્રમે વરત દેવરાવીયું તપજપ સંજમ ભારે, મેં માનવભવ આપણો. સફળ કીયો અવનારરે ॥ અ૦ ૪ ॥ અણસણ કરી મેં પામીયું સુધરમા દેવલોકરે, કેસર નામે વિમાનમાં, કેસર સુર સુખ ભોગરે ॥ અ૦ ૫ ॥ એ મહિમા જીનધર્મનો; અને વળી તુજ પસાયરે; તે ઉપગાર મોહોટો કીયો, નવખંડ રાખ્યો નામરે ॥ અ૦ ૬ ॥ એમ કહી તે દેવતા, પ્રત્યુપગાર ની મીતરે; સાત કોડી સોના તણી, વૃસ્ટી કરી તતખેવરે ॥ અ૦ ૭ ॥ દવદંતી રાણી તણા ચરણ નમી વારંવારરે દેવ ગયો ઠામે આપણે, જીમ વીજળી ઝમકારરે ॥ અ૦ ૮ ॥ હવે વસંત દધીવર્ણ બે; સતુવર્ણ ભીમ નરીંદરે; શેઠ સેનાપતી મંત્રી, એકઠા મીલ્યા આણંદરે ॥ અ૦ ૯

નળ રાજાને રાજ્યનો, કરે સહુ અભિષેકરે; મંત્રીક છત્ર ચામર ધરે; હોવે જય જય કારરે ॥ અ૦ ૧૦ ॥ નળ હુ-કમ એકઠો કીયો, કટક પ્રગટ પ્રભાવેરે; દેશ અને પરદેશના, નરપતી તેણે પ્રસ્તાવેરે ॥ અ૦ ૧૧ ॥ મદ ઝરતા ગજ સજ કીયા, વાજે ઘંટા નાદરે; સુંદર શીશ સીંદુરી, વીજળી ઘન સમવાદરે ॥ અ૦ ૧૨ ॥ ફરહરે નેજા ફરહરી, થરહરે ઘુઘરમાળરે; ઊંચા સુઢ ઉછાળતા, વીલકતી ઢળકતી ઢાલરે ॥ અ૦ ૧૩ ॥ ચપળ તુરંગતે પાખરયા, સોવન જડીત પલાણરે, લીલા પીળા તે હાંસલા: કંબોજ ડાકે કાણરે ॥ અ૦ ૧૪ ॥ મનોહર માર કરેહલાં, દો દો ગમ ગુળ કાનરે; ઘડાએ જોજન ચાલતાં, રમઝમ રાતડે વાનરે ॥ અ૦ ૧૫ ॥ હથીયારો શું રથ ભરેચા, સબળ અજનો સાથરે; સુરવીર પાયક ભલા, પાંચ હથીયારો હાથરે ॥ અ૦ ૧૬ ॥ જાણે પ્રવીણ જોશી દીયો, મહુરત્ર અતી શીકારરે; વાજીત્ર વાજે ચોતરાં, ભેરીના ભંકારરે ॥ અ૦ ૧૭ નળ રાજેસ્વર ચાલીયો, ચહુદીશ થયા ઠક ચાલરે; સાથે શેનાપતી અતી ઘણા, મોહોટા મોહોટા ભુપાળરે ॥ અ૦ ૧૮ નળ રાજા હવે આવીયો, કોસલા નગર ઉદ્યાનરે કોસલ નગરીનો ધણી, કુબેર વધતે વાનરે ॥ અ૦ ૧૯ ॥ છઠો ખંડતણી ભણી; પેહેલી ઢાળ રસાળરે; સમયસુંદર કહે નળ તણો, પ્રગટયો પૂન્ય વિશાળરે ॥ અ૦ ૨૦ ॥

## દુહા

નળ આવ્યો તે સાંભળી, કુબેર પામ્યો ઉદ્વેગ; હા હા

હવે હું કીમ કરૂં, નહી મુજ મારગ એક ॥ ૧ ॥ નગે પણ વળી મોકલ્યો, કુંઅર પાસે એક; દુત મુખે કેહેવરે વીયુ, સુણ કુંઅર સુવીવેક ॥ ૨ ॥ રમો મુજ શું જુવટે અથવા કર તું જુધ; મેં જીતે રાજ્ય માહેરો; તું જીતેતે તુજ ॥ ૩ ॥ મરણથી બીહોન્યો કુંઅર; માની જુવટ બાજ ફોજ કરી લઢતાં થકે, રખે હોવે ઘાત ॥ ૪ ॥ કુંઅર પ્રતી ધરતી કરી, નળશું બેઠા જોય; લબધ સવાંદરશી નહી જોપણ આંખે ખાય ॥ ૫ ॥ નળ પાસા માગ્યા પડે, કુંઅર હારયો રાજ્ય; પ્રગટયો ભાગ્ય પડુરતું, શીધ્યાં વંછીત કાજ ॥ ૬ ॥ કુંઅર હરયો સહુ કહે, જીત્યો નળ રાજાન; તોહી કુંઅરને કીપો, યુવરાજ પ્રધાન ॥ ૭ ॥ અહે ભભાઇ નળ તણી, અહો એ સુંદર પ્રેમ; ગુરૂવા સેહેજે ગુણ કરે, દોષ ધરે કહો કેમ; ॥ ૮ ॥ નળ રાજા આવે હવે, નગરી અજોધા માંહી; સબળ મોહોછવ માંડાવે સકળ લોક ઉછાહ ॥ ૯ ॥

# ઢાળ ૨૭

પાછીને બોળાવે જાન સજ કરીરે એ દેશી

અયોધા નગરીમાં વાજાં વાગીયાંરે, કાંઇ આવ્યો આવ્યો અયોધાનો રાયરે; આજ હમારાં વંછીત ફળાંરે, કુ આણંદ અંગ ન માયરે ॥ આ૦ ૧ ॥ નગર શેરી છંટેવી બજારીરે, કાંઇ ગલીએ ફુલ બીછાવ્યાં સારરે; સઘળે ઠા

કીધા સાથીયારે, કાંઇ બારે તરીયા તોરણ બંધરે ॥આ૦ ૨ શેઠ સેનાપતી સામા આવીયારે, કાંઇ કુમર મંત્રીસ્વર કો ટવાળરે, શાહ અધિકારી વ્યવહારીયારે, કાંઇ સામા આવ્યા ભુપરે ॥ આ૦ ૩ ॥ હાથીના હલકાં ઘોડા પાખરયારે, કાંઇ સામા આવ્યા વરણ અઢારરે; ગોખે ચહડીને જોવે ગોરડીરે, કાંઇ માણીએ વધાવે સોહાગણ નારરે ॥ આ૦ ૪ ॥ ભેરી ભૂગળ સંખ વાજીયારે; કાંઇ વાજ્યાવેણું વીણા બં- ધાણરે, તાળ કંસાળ માદળ વાજીયાંરે; કાંઇ વાગ્યાં વાગાં જયનાં નીસાંણરે ॥ આ૦ ૫ ॥ પુરણ કુંભ લેઇ પદમણી રે, કાંઇ રાય વધાવા સામી આયરે; સોહવે ગાવે ગીત સોહલારે, કાંઇ ચીરંજીવો તું નળ રાયરે ॥ આ૦ ૬ ॥ નળ રાય વિગન વળી કરીરે, કાંઇ વરતાવી આપણી આણરે; ખલક લોક આગે ખડોરે, કાંઇ આગે જુવો બળ દીવાનરે ॥ આ૦ ૭ ॥ દેશ કબજ સઘળો કીધોરે, કાંઇ સાધ્યા ભરત ત્રીખંડરે, ભુપતી મૂક્યાં સઘળે ભેટણાંરે, કાંઇ નળનો તપે તેજ પ્રચંડરે ॥ આ૦ ૮ ॥ નળ રાજા ન્યાયે પ્રતપ્યો ઘણોરે, કાંઇ પ્રજાને પાળે રૂડી રીતરે; કુબર પરીવાર પોખે અતી ઘણોરે, કાંઇ ધર્મ ઉપર બહુ પ્રીતરે ॥ આ૦ ૯ ॥ સતુકાર મંડાવીયારે, કાંઇ સઘળે દેશ પળાવી અમારરે, દીન દુખી જન ઉધરયારે, કાંઇ કરે પરને ઉપગારે ॥ આ૦ ૧૦ ॥ સુખ ભોગવે સંસારનારે, કાંઇ દવદંતી શું નળરા- યરે; ધર્મ ખરો વિતરાગનોરે, કાંઇ સાધુ સંગતી સુપસાયરે ॥ આ૦ ૧૧ ॥ ઢાળ બીજી છઠા ખંડનીરે, કાંઇ નળ દવ

દંતી લહયો રાજરે સમય સુંદર કહે હવે કહુંરે, કાંઇ સાર શે આતમ કાજરે ॥ આ૦ ૧૨ ॥

# દુહા

હવે નળરાજા વીષયરસ, મગન થયો અત્યંત; ધર્મ કરે નહી તેહવો, જીમ પામે ભવ અંત ॥ ૧ ॥ નીષેધ નામે દેવતે, આવયો પુત્ર સસનેહ; પ્રતિબોધે નળ પૂત્રને દીક્ષા અવસર એહ ॥ ૨ ॥ મેં દીક્ષા પાળી હતી, દેખ્ય તુ એહના સુખ; તુ પણવરત આદર હવે, જીમ જાએ ભવદુખ ॥ ૩ ॥ એમ કહીને ગયો દેવતા, તેણે અવસર ઉદ્યાન; આચારજ તીહાં આવીયા: જીતસેન અભીધ્યાન ॥ ૪ ॥ અવધી જ્ઞાન અતીસય કરી, ભાજે ભવીક સંદેહ; પર ઉપગારી પરમગુરૂ, ગુણ મણી માણેક એક ॥ ૫ ॥ સાધુ તણો આગમ સુણી; નળ દવદંતી દોય; વીધીરસુ વંદન આવીયાં, હઇડે હરખીત હોય ॥ ૬ ॥ દીયે સાધુ પણ દેશના ભવીક સુણો સહુ કોય; આ સંસાર અસાર છે, સેવતાં સુખ નવી હોય ॥ ૭ ॥

# ઢાળ ૩જી

રાગ અસાઉરી સીધુ સુજને ચાર સરણ હુવે એ દેશી

જીવડા જીન ધર્મ કીજીએ, એ છે પરમ આધારોજી; અવસર સહુકો અથીર છે, સકળ કુટંબ પરીવારોજી ॥ જી૦ ॥ ૧ ॥ દસ દ્રષ્ટાંતે દોહીલો, વળી માનવ ભવ સા

ાજી; તે પુન્ય ાગે તું પાામીયો, તેમાં વળી નર અવતા. રોજી ॥ જી૦ ૨ ॥ અથીર ચંચળ આવખો, રમણીક જો વન રૂપોજી, ચક્રી સનત કુમારનો; જીવ જોએ દેહ સરૂ સરૂપોજી ॥ જી૦ ૩ ॥ ચક્રવરતી તીરથંકર કીહાં, કીહાં ગ ણધર કીહાં ગુણ પાત્રોજી; તેપણ કરમે અપહરેચા, તો અ વરને હોય કોણ કોણ માત્રોજી ॥ જી૦ ૪ ॥ જીવ રાત દી વશ જે જાય છે, વળી નહી આવે તેહોજી; તપ જપ સંજમ આદરી, કરે સફળ આતમ દેહોજી ॥ જી૦ ૫ ॥ અ તી તુછ સુખ સંસારનો, મધુ લીપ્ત ખડગની ધારોજી; કી પાકના ફળ સારીખો, દે દુખ અનેક પ્રકારોજી ॥ જી૦ ૬ વિસ્વાસ મ કરે સ્ત્રી તણો, એ મુગધ જન મૃગ પાસોજી અતી કુડ કપટની કોથળી, વળી દીએ દુરગતી વાસોજી ॥ જી૦ ૭ ॥ મન મેરૂની પેરે દ્રઢ કરી, વરત પાળો નિરતિ ચારોજી; ભવ ભરમણથી જીમ છુટીએ, લહો સાસ્વત સુખ શીકારોજી ॥ જી૦ ૮ ॥ જે જન જગ સુખી યા હુવા; વળી હુવા હોશે તેહોજી; તે વીતરાગના ધર્મથી ઇહાં નહી કોઇ સંદેહોજી ॥ જી૦ ૯ ॥ ઢાળ એ છઠા ખંડની, ત્રીજી કહી જીત શેણોજી; ઉવઝાય સમય સુંદર કહે વધરાવ ઊપજે તેણોજી ॥ જી૦ ૧૦ ॥

## દુહા

સાધુ તણી વાણી સુણી; પ્રતિબોધ્યો નળરાય; બે કર જોડી વિનવે, ભગવંત કરો પસાય ॥ ૧ ॥ પાટે પૂત્ર સ્થા

પી કરી, લેસ્યુ સંજમ ભાર; પુજ્ય તુમે રેહેજો ઇહાં, હું થાઇશ આગુગાર ॥ ૨ ॥ સાંભળી દેવાણું પ્રીયા, મ પડી બંધ કરેહ; વેળા જાએ વાતમાં, કહેમુની નાવે તેહ ॥ ૩ ॥ નળરાજા ઘેર આવીને; થાપી પુસ્પળી પૂત્ર, સાત એત્ર ધન વાવરી, જન્મ કરે સુપવીત્ર ॥ ૪ ॥ આડંબર મોહોટે કરી, દવદંતી સગાથ; નળ રાજે સંજમ લીધો, વરત પાળે દીન રાત ॥ ૫ ॥ સંજમ શુધુ પાળતાં, ગયો કેટલો કાળ; વદંતી દેખી કરી, જીવ થયો જંજાળ ॥ ૬ ॥ કામ ભો ા વળી ભોગવું, દવદંતી સંગાથ; એણે સેતી કરૂં વાનડી, ોડી જાણુની વાત ॥ ૭ ॥

# ઢાળ ૪થી

રાગ ગોડી--શ્રી મંધર સ્વામી સાંભળો અથવા દાન શુપાત્રે દીજે એ દેશી.

એક દીવશ દીઠી દવદંતી, જાગ્યો મનવિકાર; કામ ભોગવું એહની સંગાથે; ચીંતવે ચીત મોઝારરે, મુનીવર વીખય થકી મન વાળો. ગુરૂ કહે સંજમ પાળોરે; મુનીવર વીખય થકી મન વાળો ॥ એ આંકણી ॥ ૧ ॥ વીખય તણાં ફળ વીખ સારીખાં, દુરગતીના દાતાર; વીખ ખાધે મારે એક વેળા, વીખય અનંતી વારેરે ॥ મુ૦ ૨ ॥ કામ ભોગવતાં મીઠાં, પણ અંતે હોય કડવા, સખર સ્વાદ મનોહર દીસે; જેહવાં ફળ કીપાકરે ॥ મુ૦ ૩ ॥ મધુ લીપ્ત જીમ ખડગની ધારા, મીઠી છેદે જીભ; વીખય સુખ મીઠાંપણ

આગે, દુખદાઇ નીશ દીસેરે ॥ મુ० ५ ॥ સુખ શરશવ દુ ખ મેરૂ સરીખા, મધુ બીદુ દ્રસ્ટાંત, મકર મકર લાલચુ તું મુનીવર, દેખીસ દુખ નરકાંતેરે ॥ મુ० ६ ॥ સુખ ભો ગવ્યા જીવે અનંતા, પણ તૃપતી નવી પામ્યો; એહવા સુ ખથી જેણે સુખ માન્યું; નીત્ય પાડે મુખ શીવેરે ॥ મુ०॥७ વમન ભક્ષણ કરે કોઇ માણસ, જો તું ચીત વીમાશી; એહવી વાત સુણને કરશે, લોક સહુકો હાંસીરે ॥ મુ० ८ બીણ એક નીમીત રૂખીશ્વર, પાપ કરે નહી કોઇ; છમુર છી પંચદ્રી માણસ, નવલખ હિંશા હોયરે ॥ મુ० ॥९ સ્ત્રી સાથે સંગમ કરતાં, વરત ભાગે વળો પાંચે, વળીય વીશેખે સાધવી વરત ભાગે, સમકીત મુળ તે જાયરે ॥ મુ १० ॥ મન માંહિથી માંકડું કાહાડો, કામ રૂપી અણગાર; તં દુલ મછ તણી પેરે જાશો, સાતમી નરક મોઝારરે ॥ મુ० ११ ॥ ભોગ સંજોગ ઘણા ભોગવીયા, ગ્રહસ્થ પણે એણી સાથે; મલીન વસ્ત્ર મલીન તનુ એહનું, લહીશ તૃપત હવે કેતારે ॥ મુ० १२ ॥ એ ભુડો એહવો જો રાગ, તો ચીણુ સેવી ટાળી; વીણસ્યાં પાન તણી સંગત કરે, વીણસે પાનની ચોલીરે ॥ મુ० ॥ १३ ॥ એમ જાણીને બાહેર કાહાડો. નળ દાખી નભ રાખ્યો; સીખ ન દેતો શું ગછ નાયક, એ ભગવંતનો ભાખ્યોરે ॥ મુ० १४ ॥ નિષધ દેવતા પ ણ આવીને; પ્રતિબોધ્યો અણગાર, પણ વરત પાળી ન શકે નળ મુની, લીએ અણસણ તેણી વારરે ॥ મુ० १५॥ પેહેલે દેવલોકે તે પોહોત્યો, કાળ કરી નળ રાય, ધરમ પ્ર-

સાહે. ધનપુર નામે, ઇંદ્ર તણો લોક પાળરે ।। મુ૦ ૧૫ ।।
નાર ઉપર અનુરાગ ધરંતી, દવદંતી પણ તેહ, કરી અણ
સણ તીહાં ઉપની, ધનદ પ્રીયાસું સનેહરે ।। મુ૦ ૧૬ ।।
વ લાહિ નગને દવદંતી; સુખ ભોગવે સુસ્નેહ. ઢાળ એ
થી એ પડ છઠાની, સમયસુંદર કહે સાર્થારે ।। મુ૦ ૧૬

# દુહા.

દવદંતી દેવી ચવી, એહીજ ભરત મોઝારે; નગરના
પેઢાલપુર, રાજા હરીચંદ સાર ।। ૧ ।। ઠકુરાણી લક્ષમી વ
તી; તેહની કુખે ઉપન; રૂપ દેખી સહુકો કહે, પુત્રી એહ
રતન ।। ૨ ।। જનમ સમય પૂત્રી તણે. કનક વૃસ્ટી તે
ઠામ; ધનદ કરે પ્રેમ કરી કનક વતી તેણે નામ ।। ૩ ।।
પંચ ધાવ્ય પાળે ભલી, ચંદ્ર કળા જીમ તેહ; પૂત્રી વાધે
પ્રેમશું, અતી સુંદર વળી તેહ ।। ૪ ।। માત પીતા તે દે-
ખીને, પૂત્રીને તતકાળ; સીખાવી ચોસટ કળા, બોલે વચન
રસાળ ।। ૫ ।। વ્યાકરણાદિક શાસ્ત્રનો; જાણે સઘળી જુગત
ભર જોવન આવી ભલી, અત્રીકી બુધ ઉગત ।। ૬ ।। તે
ણે અવસર રાજા તીહાં. સામગ્રી કરી સાજ; સવરા મંડ
પ માંડીયો, કનકવતીને કાજ ।। ૭ ।। વસુદેવ તીહાં આ
વીયા ધનદદેવની સાથ, પરણી કનકવતી પ્રીયા; પોત્યો દ્વા
રીકા ખાસ ।। ૮ ।। સુખ ભોગવતાં સ્વર્ગનાં, વસુદેવની
સાથ; કનકવતી રાણી તથા, બીજી બોહોળી નાર ।। ૯ ।।
એણે અવસર નેમી જીણંદ, જગત જીવ આધાર; સાંધ્રુ
સંગાથે પરવરેયા, સબ જીવન હિતકાર ।। ૧૦ ।। દવારીકા

નગરી સમોસરચા, હરખ્યા ભવીઆણ લોક; ચંદ ચકોર તણીપેરે, અથવા! દીનકર કોક; ॥ ૧૧ ॥ વસુદેવ વંદન ભણી, આવ્યો આણંદ પૂર; અંતેઉર સહુ સાથ લેઇ, પ્રગટેયો પુન્ય અંકુર ॥ ૧૨ ॥ પ્રતિબોધ્યો પ્રભુએ તીહાં, ગજ સુકમાળ કુમાર; લહુવય સંજમ આદરચો જાણી અથીર સંસાર ॥ ૧૩ ॥ સમશાને કાઉશગ રહચો. ઉપસર્ગ સહ્યો નિકરાળ, સોમીલ સસરે પ્રજાળીયું; મુગતી ગયો તતકાળ ॥૧૪

# ઢાળ ૫મી

આજ રહો મન મોહના એ દેશી.

ઉપસર્ગ દેખી આકરો, કહે જાદવ કરજોડ જીણંદજી; ભવબંધનથી છોડવો, એ સંસાર અસાર જીણંદજી, નેમ જીનેશ્વર ઉપદેસે ॥ એ આંકણી ॥ ૧ ॥ વસુદેવ વિણ નવ રાય તે, સમુદ્રવિજયાદિક તેહ ॥ જી. ॥ સુધો સંજમ આદરચો, શીવાદેવી પ્રભુની માય ॥ જી. ॥ ને० ૨ ॥ સહોદર સય સાત પ્રભુ તણા, બીજા કૃસ્ન કુમાર ॥ જી ॥ તેણે પણ દિક્ષા આદરી, રાજમીતી સુવીચાર ॥ જી. ॥ ને० ૩ ॥ મંદ સુતા એકનીશા સુંદરી. બીજિ પણ બહુ નાર ॥ જિ. ॥ સંજમ લિયો પ્રભુજી કને, પોહોતી શીવપૂર વાસ ॥ જિ. ॥ ને० ૪ ॥ કાજ સરચાં વળી આપણાં, કૃસ્ને કિયો પચખાણ ॥ જિ. ॥ કન્યા પરણી બહુ કદે, પરમારથ જાણીનેહો ॥ જિ. ॥ ને० ૫ ॥ ચારીત્ર લે કૃસ્નાની કુમરી, દેવકી રોહણી એહહો ॥ જિ. ॥ કનકવતી વિણ વસુદેવ કામની, તોડયો ત્રટકી સ્નેહહો ॥ જિ. ॥ ને

૬ ॥ લીએ વરત બોહોતેર સેહુ સતે, વસુદેવ કેરી નારહો ॥ જિ. ॥ કનકવતી ઘરવાસમે, પામી કેવળજ્ઞાનહો ॥ જિ. ॥ નેo ૭ ॥ ભરત તણીપેરે કનકવતી; પામી પરમાણંદહો ॥ જિ. ॥ તેણે સમે પુન્ય પ્રભાવથી, મળીયા સુરનર કોડ હો ॥ જિ. ॥ નેo ૮ ॥ કેવળ મહિમા કરે તીહાં, પ્રણમે બે કર જોડ ॥ જિ. ॥ ગુણ ગાવે કનકવતી તણા, દીધો દેવે વેસ ॥ જિ. ॥ નેo ૯ ॥ કનકવતી વરત લેઇ ચલી, સાથે સુરનર સોય ॥ જિ. ॥ આવી નેમીસ્વર દરસણે, તજી કરી ચાર અહારહો ॥ જિ. ॥ નેo ૧૦ ॥ સાધવી કીધી સલેખણા, પોતી મુગતી મોઝાર ॥ જિ. ॥ કનકવતી મુગતે ગઇ, કેવળીનો અધિકાર ॥ જિ. ॥ નેo ૧૧ ॥ તીલકાચારજે કહયો એહવો; ટીકા સાત હજાર ॥ જિ. ॥ ધનદેવ ચવી દેવલોકથી, માહાવીદેહખેત્ર મોઝાર ॥ જિ. ॥ નેo ૧૨ ॥ ઉતમ નર તીહાં થાયશે, લેશે સંજમ ભાર ॥ જિ. ॥ સુધો સંજમ પાળીને; પામશે કેવળજ્ઞાન ॥ જિ. ॥ નેo ૧૩ ॥ નળ પણ તીહાંકણ સીજશે, ઇહાં દવદંતી સીધ ॥ જિ. ॥ એણીપેરે પાંડવ ચરીત્રમાં, એ સઘળો અધિકાર ॥ જિ. ॥ નેo ૧૪ ॥ પાંડવ ચરીત્રથી ઉધરયો, ચંચળ કનીયણ ચીતહો ॥ જિ. ॥ અધિકો ઓછો જે હુવો, મંદ બુધ્ધિ વળી તેણહો ॥ જિ. ॥ નેo ૧૫ ॥ વાસર લાલચી જીમ કહયું, મીછા દુકડ તેહહો ॥ જિ. ॥ શ્રી શંઘ સમસ્તતે હું ભણું, પાંચમી ઢાળ રસાળહો ॥ જિ. ॥ નેo ૧૬ ॥ છઠો ખંડ પૂરો થયો, વારૂ વચન વિલાસહો

॥ જિ. ॥ સમયસુંદર ભણે ભાવશું. શુણતાં મંગળ માહે જાહો ॥ જિ. ॥ નં ૯૭ ॥

# કળસ

.સીવ સુખકારેણ ॥ પાપ નીવારેણ જૈન ધમ જગમાંવ ડે ॥ તન મન ધન કરીને ॥ ભવીજન આરાધન અહનીશ અડો ॥ નળ દવદંતી રાસ રચ્યો ॥ પાંડવ ચરીત્રથી ઉધરી સમયશુંદર પાઠક પભણે ॥ જિન ચોવીસ પ્રણમી કરી ॥ આ રાસ રચતાં મંદ બુધે ॥ સેસનુન કાંઇ હુવો તે દોશ માહારો પંડીત ધારો ॥ માફ કરજો જેમ જુવો દવદતી સતી સાચી ॥ નળરાજા સતવાદીએ ॥ પ્રભાતે ઉઠી નામ લેશે ॥ કામ કરશે શીધ્રએ ॥

